## જમનાદાસ ભગવાનદાસ સ્મારકમાળાનાં

## પુસ્તકો

| | |
|---|---|
| જાતે મજૂરી કરનારાઓને | ૦—૩—૦ |
| ત્યારે કરીશું શું? ભા. ૧–૨ | ૧—૦—૦ |
| કેળવણીના પાયા | ૧—૦—૦ |
| આવું કેમ સૂઝયું? | ૦—૯—૦ |
| જીવનશોધન ભા. ૧–૨ | ૧—૦—૦ |
| ખાદીનું વ્યાપક અર્થશાસ્ત્ર | ૦–૧૨—૦ |
| સ્વદેશીસમાજ | ૦—૮—૦ |
| ઊધઈનું જીવન | ૦–૧૦—૦ |
| સત્યાગ્રહી ગેરીસન | ૧—૦—૦ |
| સહાયવૃત્તિ | ૧—૪—૦ |
| સુખમની | ૦–૧૨—૦ |
| આપણો આર્થિક પ્રશ્ન | ૧—૦—૦ |

## અન્ય પુસ્તકો

| | | |
|---|---|---|
| અપંગની પ્રતિભા | | ૦–૧૨—૦ |
| સત્યાગ્રહની મીમાંસા | | ૦–૧૪—૦ |
| જોડણીકોશ | | ૪—૦—૦ |
| ધર્મમંથન | ગાંધીજી | ૦–૧૨—૦ |
| વ્યાપક ધર્મભાવના | „ | ૦–૧૪—૦ |
| ખરી કેળવણી | „ | ૦–૧૨—૦ |
| કેળવણીનો કોયડો | „ | ૧—૦—૦ |

નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ

જમનાદાસ ભગવાનદાસ સ્મારક ગ્રંથ – ૧૯

# જપુજી

[ગુરુ નાનકદેવકૃત]

અનુવાદક
મગનભાઈ પ્રભુદાસ દેસાઈ

॥ समना जीआका इकु दाता
सो मै विसरि न जाई ॥
—નાનક

નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ

# નિવેદન

શીખોના આદ્ય ગુરુ, શ્રી નાનકદેવની આ વાણી ગુજરાતી વાચક આગળ નમ્રભાવે રજૂ કરું છું. વરસેક પર ગુરુ અર્જુનદેવકૃત 'સુખમની'નો અનુવાદ બહાર પાડ્યો ત્યારે કેટલાકનું સૂચન હતું કે, સાથે સાથે જો 'જપજી' પણ ગુજરાતીમાં ઉતારાય તો શીખધર્મના પરિચય માટે ગુજરાતી વાચકને તે ધર્મની અગ્રગણ્ય બે પુસ્તિકાઓ મળી રહે. ગયે વર્ષે. માર્ચ મહિનામાં, દૂદલી, ગાંધી સેવાસંઘની બેઠક વેળાએ પૂ. ગાંધીજીએ કહ્યું, "હું હાલમાં જપજી વાંચું છું. તે નાનકડી વાણી મને ગમી ને ગુજરાતી વાચકને તે આપવા જેવી ગણાય." એનાથી પ્રેરાઈ, એ કામ મેં શરૂ કર્યું અને તે પૂરું કરી આજ તેઓશ્રીને ચરણે ધરતાં મને અપાર આનંદ થાય છે.

'જપજી'ના મૂળ સહિત ગુજરાતીમાં ભાવાનુવાદ તથા પદોના અર્થો શ્રી. ભાનુમતીબહેન ત્રિવેદીએ વર્ષો ઉપર બહાર પાડેલા તે મને ખબર હતી. તેમનો ઇરાદો મૂળને

સમજવા મદદરૂપ થાય એવી ટીકા તથા ભાવાર્થ આપવાનો હતો. મેં આ પુસ્તકમાં, 'સુખમની'માં પણ કરેલું તેમ, મૂળ પંજાબી આપ્યું નથી, પણ પદ્યમાં તેનો અર્થ ઉતારવા પ્રયત્ન કર્યો છે. જ્યાં અર્થની સળંગસૂત્રતા કે અનુબંધ જણાવવાની જરૂર લાગી છે, કે તેને વિશદ કરવો યોગ્ય માન્યો છે, ત્યાં ટૂંકી નોંધો શ્લોકોની વચ્ચે વચ્ચે મૂકી છે.

અનુવાદ અનુષ્ટુભમાં કર્યો છે. 'જપજી' ગુરુગ્રંથની રાગ પ્રમાણેની ગોઠવણીની બહાર છે. તેને કોઈ ખાસ રાગ નથી, જોકે અમુક ગેયતા તો તેમાં છે જ. એટલે, ગુજરાતી પદ્યમાં ઉતારવા તેનું રૂપ સ્વતંત્રપણે નક્કી કરવાનું હતું. મરાઠી અભંગ અને પ્રાચીન અનુષ્ટુભ એ બે ખ્યાલમાં હતા. તેમાં ગીતાનો અનુષ્ટુભ વધારે શોભશે ને ફાવશે એમ માનીને તે આપણા પ્રાચીન ગેય-પ્રવાહના પ્રકારને પસંદ કર્યો છે.

પદ્યબંધ કરતાં અઘરું કામ તો આ આષવાણીના અર્થ કરવાનું લાગ્યું છે. 'જપજી' ૧૫–૧૬મા સૈકાની પંજાબી ભાષામાં લખાયેલું છે. તેનો મર્મ સૂત્ર જેવાં નાનકડાં વાક્યોમાં વ્યક્ત કરાયો છે. પ્રો. તેજાસિંગ 'જપજી'ને, ભાષાની દૃષ્ટિએ પણ — વિચારની દૃષ્ટિએ તો હોય જ — તેને ગુરુ ગ્રંથનો અઘરામાં અઘરો ભાગ ગણે છે. કેટલાંક સ્થાનોમાં ભિન્ન ભિન્ન અર્થકારોએ પોતપોતાના અલગ અલગ અર્થો પણ કરેલા છે.

મને પંજાબી આવડતી નથી. તેમાં જૂની પંજાબીની તો વાત જ શી! એટલે આ અનુવાદ મૂળ પંજાબી પરથી

સીધો કર્યો છે એમ ન કહી શકું. પણ, આ ગ્રંથનો પરિચય મને વીસેક વર્ષથી છે. એક પ્રકારના ભક્તિભાવથી મેં એનો પાઠ પણ વર્ષો સુધી કર્યો છે. ૧૮-૧૯ વર્ષ પર એક પંજાબી ઉદાસી પંથના સાધુ પાસે પદાર્થસહિત એનો અર્થ સમજેલો. તેની નોંધ મારી પાસે હતી તેનો ઉપયોગ આ અનુવાદ કરતાં મેં લીધો છે. શ્રી. ભાનુમતીબહેનના પુસ્તકમાં આપેલો પદાર્થ પણ હતો જ. ઉપરાંત તદ્વિદોની મદદ જ્યારે જ્યારે મળી છે ત્યારે ત્યારે તે લઈ લેવા પ્રયત્ન કર્યો છે. આ ઉપરાંત, પ્રો૦ તેજાસિંગ, સ્વ૦ પ્રો૦ પૂરણસિંગ, તથા મૅકોલિફના અંગ્રેજી અનુવાદ એક મોટી મદદ ગણાય. આમ અનેકવિધ મદદ મેળવીને, પંજાબીના મારા અજ્ઞાનને પહોંચી વળવા પ્રયત્ન કર્યો છે. આ મદદ માટે તે તે સૌ ભાઈબહેનોનો હું આભારી છું.

જૂના ગ્રંથોનાં લખાણમાં તથા છપાણમાં પદો અલગ અલગ પડાતાં નથી. ગુરુ ગ્રંથ અલગ પદો પાડી છપાયેલો મળતો નથી. એટલે દરેક અર્થકાર પોતાની મેળે યા પાઠીઓની પરંપરામાન્ય રીતે પદો અલગ પાડે છે. પરંતુ નવા ને સમર્થ અર્થકારો નવી રીતે પદો પાડીનેય અર્થો બતાવે છે. આમ, જૂના ને લોકમાન્ય ધર્મગ્રંથોના અર્થો કરવામાં બને છે તેમ, ગ્રંથસાહેબ વિષે પણ આવા પ્રકારના વાદ ઊપજે છે. એકાક્ષરી કોષ-પદ્ધતિએ પણ એના અર્થો કરનારા હોય છે. તેમાં વળી, જપજી ગુરુ ગ્રંથનો સર્વોત્તમ મહત્ત્વનો ભાગ ગણાય. શીખધર્મનો નિચોડ એ વાણીમાં આવી ગયો એમ મનાય છે. એટલે એને શીખોમાં વેદ-પ્રામાણ્ય મળે છે. તેના અર્થમાં, તો પછી, કાંઈક ને કાંઈક

મતાંતરતા તો રહેવાની જ. અને તેની સૂત્રાત્મક ભાષાને કારણે આમ સવિશેષ બનવા પામે છે. આવા સંજોગોમાં અનુવાદકનું કામ વળી વધારે અઘરું થાય છે. આશા રાખું છું કે, શીખધર્મને વિરોધી કે અનર્થક કશું મેં નથી કરી વાળ્યું. એ વિષે મારાથી બનતી ચીવટ રાખી છે. જ્યાં શંકા કે વિવાદગ્રસ્તતા જોઈ છે ત્યાં મેં મારી સમજ શીખધર્મી ભાઈબહેન મળ્યાં છે તેમને પૂછી લીધી છે. જરૂર જોઈ છે તેવે સ્થાને, અર્થ વિષે આવશ્યક નોંધ પણ નીચે ઉમેરી છે, યા વચ્ચે વચ્ચે ઉમેરેલાં સ્પષ્ટીકરણોમાં ધ્યાન ખેંચ્યું છે. છેવટનું પરિણામ હવે વાચકના હાથમાં છે. તેઓ તેની ખોડખાંપણ બતાવશે તો મને તો આભારી જ કરશે.

'સુખમની'ની જેમ, ઉપોદ્ઘાતને સ્થાને આ પુસ્તકમાં ગુરુ નાનક પર એક નિબંધ લખીને ઉમેર્યો છે. કેટલીક સામાન્ય બાબતો 'સુખમની'માં વિગતે ચર્ચેલી હોવાથી અહીં ફરી ચર્ચવાની જરૂર ન હોય. એટલે ઉત્સાહી વાચકને મારી સૂચના છે કે, આ પુસ્તક સાથે તે 'સુખમની' પણ વાંચે, તો અરસપરસ બેઉ પુસ્તકનું વસ્તુ સમજવામાં ને સરખાવવામાં એને આનંદ થશે. એ બે પુસ્તકો ને તેના ઉપોદ્ઘાતોથી સામાન્ય વાચકને શીખધર્મનો પરિચય તો મળી જશે, એમ માનું છું.

જૂના જમાનાની ધર્મસંગઠનની પદ્ધતિ આજ આપણને નથી રુચતી. અરે, શિક્ષિત ગણાતા લોક પર તે, કદાચ, અસર પણ ઓછી જ કરે છે. જોકે, આપણી ભોળી

ગણાતી ગ્રામીણ જનતા હજી એથી પર થઈ ગઈ છે એમ નથી. પરંતુ શિક્ષિતમાં જેમ અશ્રદ્ધા આવી છે તેમ, ત્યાં એ પદ્ધતિની સંગીન સચ્ચાઈ ઓછી થઈ, વહેમ ને અજ્ઞાને તથા ક્ષોભ અને બીકે પ્રવેશ કર્યો દેખાય છે. આ દ્વિવિધ સડાને આપણે કાઢયે જ છૂટકો. પરંતુ એ કરવાનો માર્ગ સાથે સાથે ધર્મની સંગીન સચ્ચાઈને કાઢવા દ્વારા નથી. ધર્મો માત્ર પ્રત્યે સમભાવના કેળવી સારા વિશ્વના હિતમાં જે સત્ય હોય તે જોવા દ્વારા જ એ સડો દૂર કરી શકાય. અંધારનો ઉપાય તેજ છે; તેમ જ સડાનો ઉપાય ધર્મ-સૂર્યની ગરમી છે. જગતના ઘણા પ્રશ્નોનો ઉકેલ જ કદાચ આ મૂળ-પ્રશ્નમાં ગૂંચાયેલો હોય. આવી વિચારણાથી પ્રેરાઈ, નાનપણમાં અનાયાસે જેમનાં નામ જાણવા પામેલો તે શીખગ્રંથો, જપજી, સુખમની વિષે મેં અભ્યાસ કર્યો છે. ને તે ભાવની અભિવૃદ્ધિ અર્થે એમને ગુજરાતી વાચક આગળ મૂક્યાં છે. આની પાછળ કોઈ પણ પ્રકારની સાંપ્રદાયિકતા મેં મારા મનથી સેવી નથી, ને વાચક તેની ખાતરી તો આ બે પુસ્તકો વાંચીનેય કરી શકશે. 'સુખમની' પ્રજા આગળ મૂકતી વખતે નિવેદનમાં કહ્યું હતું એમ, હું શીખ, બૌદ્ધ, જૈન, બ્રાહ્મસમાજી, આર્યસમાજી સૌને હિંદુ જ લેખું છું. એ સૌના અને આ પછી આવ્યા જ કરનારા અનેક વીર્યવાન ધર્મતેજવાળા લોકોના સમન્વયમાં હિંદુધર્મનું સનાતન સત્ય છે, એમ મારું માનવું છે. પ્રજાકીય અને વૈયક્તિક જીવનમાત્રનું ધારણ સત્ય ધર્મથી જ છે, અને એવા સત્ય ધર્મની શોધ સાંપ્રદાયિકતાથી સંભવે જ નહિ. એટલે भूमा वै सः એ આર્યભાવના આ

# આદિવચન

જેઓ દેશની સેવા કરવા ઇચ્છે છે, જેઓ ઈશ્વરને ઓળખવા ઇચ્છે છે, જેઓ હિંદુસ્તાનના કરોડોનું ઐક્ય સાધવા ઇચ્છે છે, તેઓ માત્ર પોતાના જ ધર્મનો કંઈક અભ્યાસ કરીને સંતોષ વાળી બેસી શકતા નથી. તેઓએ હિંદુસ્તાનમાં ચાલતા ધર્મો ને સંપ્રદાયોનાં મૂળતત્ત્વો તે તે ધર્મ કે સંપ્રદાયના અનુયાયીની દૃષ્ટિએ સમજવાં જોઈએ એવી મારી માન્યતા છે.

આ કામ તે તે ધર્મપુસ્તકો વાંચ્યા વિના ન જ સરી શકે એ દેખીતું છે. શીખ સંપ્રદાયનું મૂળ પુસ્તક ગ્રંથસાહેબ છે. 'જપજી' એ સંપ્રદાયના પ્રણેતા ગુરુ નાનક સાહેબની વાણી છે. એટલે તેનો પરિચય આપણે બધાએ કરવો ઘટે છે. મગનભાઈનો સરલ અનુવાદ ગુજરાતીઓને સારુ આ પરિચય સુલભ કરી મૂકે છે. મારી આશા છે કે સહુ તે લાભ ઉઠાવશે.

૨૨-૩-'૩૮ **મોહનદાસ કરમચંદ ગાંધી**

કલકત્તા

"મારા હિંદુધર્મમાં સાંપ્રદાયિક સંકુચિતતા નથી. એમાં ઇસ્લામ, ખ્રિસ્તીધર્મ, બૌદ્ધધર્મ અને જરથુસ્ત્રી ધર્મના સારામાં સારા અંશોનો સમાવેશ થાય છે."

—ગાંધીજી

# અર્પણ

યુગે યુગે સ્થપાતું જે ધર્મચક્રપ્રવર્તન,
ચારસેં વર્ષની પૂર્વે કીધું નાનકદેવ એ,—
ગભીરા-ધીર વાણીથી, ધર્મથી ભ્રષ્ટ લોકમાં,
પંચ નદ તણે દેશે, ત્યારના સંધિકાળમાં.
આપેયે તે જ જાતિના ધર્મચક્રપ્રવર્તક :
ધર્મનાં મંત્રનો ખેડી ધર્મજીવન પ્રેરતા;
જગાડી આજને યુગે ધર્મોની સમભાવના,
ધગાવી પ્રેમધૂણી જ્યાં ભભૂકે આગ હિંસક;
ચડાવી ધર્મભૂમિ આ સત્ય, સ્વાતંત્ર્યને પટે
અર્પું એ આપને, બાપુ, વાણી નાનકની જપે

## અનુક્રમણિકા

"હું સનાતની છું. મને તો હિંદુધર્મમાં સંપૂર્ણ સંતોષ છે. તે ધર્મ એટલો વિશાળ છે કે તેમાં દરેક પ્રકારની માન્યતાને આશ્રય મળે છે. આર્યસમાજીઓ, શીખો અને બ્રહ્મોસમાજીઓ ભલે પોતાને હિંદુઓથી જુદા ગણાવવા ઇચ્છે. પરંતુ મને તો શંકા નથી કે, આગળ જતાં તેઓ બધા હિંદુ-ધર્મમાં ભળી જશે અને તેમાંથી જ શાંતિ મેળવશે. બીજી બધી મનુષ્યકૃત સંસ્થા પેઠે હિંદુધર્મમાં અપૂર્ણતા અને દોષ રહ્યાં છે. સુધારા માટે પ્રયત્ન કરવા કોઈ સેવક ઇચ્છે તો તેને માટે આ ક્ષેત્ર મોટું છે. પરંતુ, હિંદુધર્મથી છૂટા પડવાનું કંઈ કારણ નથી."

'ગાંધીજીની વિચારસૃષ્ટિ'–પા. ૩૦૦

## ૧

# જપજીનું મહત્ત્વ

શીખધર્મના ગુરુ-ગ્રંથમાં 'જપજી'નું સ્થાન અદ્વિતીય ગણાય. પ્રથમ તો એ કે, તે આદ્યગુરુ શ્રી નાનકદેવની વાણી છે. અને તે કારણે એને આખા ગ્રંથમાં અગ્રિમ સ્થાન આપવામાં આવેલું છે. 'સુખમની'ના ઉપોદ્‌ઘાતમાં હું જણાવી ગયો છું એમ, 'જપજી' ગુરુ-ગ્રંથનું આદિ- અને મંગળ- વચન છે. ગ્રંથસાહેબની રાગવાર પ્રકરણ-ગોઠવણીમાં 'જપજી' નથી આવતું. તેને પોતાનું નોખું સ્થાન ને તે આદિમાં અપાયું છે.

**જપજી શીખધર્મનું નિશાન**

પણ આ સ્થાન માત્ર સ્થૂલરૂપે જ નહિ, સૂક્ષ્મરૂપે પણ સાચું છે: ગ્રંથસાહેબમાં તે આદિમાં છે એટલું જ નહિ, તેનું મૂળ ને સત્તાવાર રહસ્ય બતાવવામાં પણ 'જપજી'નું સ્થાન સર્વોત્તમ ને સર્વ-પ્રથમ ગણાય છે. ગ્રંથસાહેબના સમર્થ સંપાદક શ્રી અર્જુનદેવે ગ્રંથની કરેલી

અનુક્રમણિકામાં આ આદિ-વાણીને 'જપુ-નિસાનુ' કહી છે. એટલે કે, જપજી કે જે આ ગ્રંથનું અથવા ગુરુ નાનકના ઘરનું નિશાન છે: તે આખા ગ્રંથની ધજા-રૂપ છે. શીખધર્મનાં મૂળતત્ત્વો આમાં આવી જાય એમ શ્રદ્ધાળુ શીખો સમજે છે. તેથી, એને તેઓ 'ગુરુ-મંત્ર' પણ કહે છે; અને દરેક શીખ રોજ સવારે એનો વિધિપૂર્વક પાઠ કરે છે.

**જપજીની ઉત્પત્તિ**

પાઠ કરવાનો આ રિવાજ ગુરુ નાનકે પોતે જ શરૂ કરેલો, એ બીના જપજીને વળી વધુ મહત્ત્વ ને શ્રદ્ધાપાત્રતા અર્પે છે. ગુરુ નાનકે હિંદમાં ને સરહદ પાર ભ્રમણ કર્યાં પછી, પોતાની ઉત્તરાવસ્થામાં, જ્ઞાનવૃદ્ધ ને સત્યનિષ્ઠ થઈ, પોતાના કુટુંબ સાથે કરતારપુરમાં વાસ કર્યો અને એક સામાન્ય ખેડૂતનું જીવન ગુજારતા રહેવા લાગ્યા. ત્યારે એમણે પોતે, અનેક પ્રસંગો પર લખેલી છૂટી છૂટી પૌડીઓની* માળા, પોતાના જપ માટે તૈયાર કરી હતી. તેમની સાથેના ભક્તજનો પણ આ પૌડીઓની જપમાળાનો પાઠ કરતા. અને એમ, ગુરુ નાનકના જીવનકાળમાં જ 'જપજી'ની આજની પ્રતિષ્ઠા શ્રી-હસ્તે જ થઈ હતી એમ લાગે છે. આટલી બીના પરથી આ વાણીનું નામ 'જપ' શા માટે રાખ્યું છે તે પણ સ્પષ્ટ થશે. 'જી' તેને માનવાચક પ્રત્યયરૂપે લગાડવામાં આવે છે.

---

* પૌડી=પગલું; (સીડીનું) પગથિયું. તે રૂપકમાં 'જપજી' એટલે અધ્યાત્મ-ચડાણની નિસરણી પણ થાય.

**જપજીની રચનાનો સમય** આ જપમાળા નાનકદેવે ક્યારે તૈયાર કરી એ પણ વિચારવું રહે છે. કોઈ ચોકસ સાલ એની નોંધાયેલી મળતી નથી. પણ એટલું સર્વમતે સ્પષ્ટ છે કે, ગુરુ નાનકની ઉત્તરાવસ્થામાં આ વાણી તૈયાર થઈ છે. ને વિદ્વાન-મત એવો છે કે, લગભગ ૧૫૨૮ની સાલમાં આજના રૂપમાં 'જપજી' જગતને મળ્યું.* પણ, એ પરથી એમ નથી સમજવાનું કે બધી પૌડીઓ ત્યારે જ લખાયેલી. હું ઉપર કહી આવ્યો કે, પૌડીઓ તો ગુરુએ છૂટે છૂટે સમયે લખેલી : કરતારપુરમાં એમણે આજને રૂપે એની જપમાળા બનાવી, ગુરુ અંગદ તથા અન્ય શીખોને કહી; અને એનો પાઠ પોતે પણ કરતા.

**જપજીનું સાચું મહત્ત્વ : તેના કર્તા નાનક** પરંતુ 'જપજી'નું આના કરતાં મોટું ને સાચું મહત્ત્વ તો એના મહાન લેખકને લઈને છે. નાનક આપણા સામાજિક, ધાર્મિક, આધ્યાત્મિક અને પરિણામે સાંસ્કૃતિક ઇતિહાસમાં એક અમર નામ છે. અને એમના જીવનના સારરૂપે આ નાનકડી વાણી એમણે જગતને આપી છે. એટલે, સાદી ને સાવ સામાન્ય જેવી લાગતી આ વાણી આપણા ઇતિહાસ અને

---

* 'જપજી'ને અંગેની આ માહિતી મેં લાહોર યુનિવર્સિટીના ડૉ. મોહનસિંગ તથા સર જોગેન્દ્રસિંગ સાથે પત્રવ્યવહાર કરીને મેળવેલી છે. અને આ મત 'જપજી'ની રચના જોતાં સાચો લાગે છે.

સંસ્કૃતિનું એક મહત્ત્વનું ને અમર સીમાચિહ્ન ગણાય: તે વિચારવા આપણે નાનકના સમયની અને એમની કારકિર્દીની ટૂંક સમીક્ષા કરવી જોઈશે.

## ૨

## શીખધર્મની સાચી ઓળખ

**હિંદુધર્મની એક સુધાર-શાખા**

આપણા દેશનો ધાર્મિક ઇતિહાસ જોઈએ તો હિંદુધર્મની સનાતન વહેતી ગંગામાં નવા નવા પાણીની ભરતી થતી આવી છે. અને એ રીતે એ સનાતન પ્રવાહ પુનરુજ્જીવિત થતો રહ્યો છે. એક અંગ્રેજ લેખકે શીખધર્મને દુનિયાનો જુવાનમાં જુવાન ધર્મ કહ્યો છે. શીખધર્મની આ ઓળખાણ એક રીતે જોતાં અધૂરી જ ગણાય; કેમ કે ખ્રિસ્તી કે ઇસ્લામ ધર્મની જેમ તેને સ્વતંત્ર ગણીએ તો જ એ સાચી ઠરે. બાકી, આ જુવાન ધર્મની સાચી ઓળખ એ જ છે કે, હિંદુધર્મગંગામાં જૂની પ્રણાલી અનુસાર નવાં પાણીનો છેલ્લો ઉમેરો કરનાર સરિતા તે શીખધર્મ છે. અને એ એની સાચી ઐતિહાસિક સમાલોચના છે. જેમ એમના જમાનામાં શાક્ય મુનિ અને જ્ઞાતપુત્ર મહાવીરે, પોતાનું ક્ષાત્ર-તેજ દાખવી, ધર્મનું મંથન કર્યું, તેને નવો ઓપ આપ્યો, નવજીવન બક્ષ્યું, તેમ જ આ શીખધર્મના પ્રણેતાએ પણ પોતાના જમાનામાં કર્યું છે, એમ સારનો ઇતિહાસ જોતાં લાગે છે.

**શીખધર્મ મિશનરી નથી**

પ્રો. મેક્સમૂલરે જગતના મહાન ધર્મોના બે વિભાગ પાડ્યા છે: એક, મિશનરી પ્રકૃતિના; એટલે કે, પોતાના સત્યના આત્યંતિક અભિમાની ને તે કારણે ધર્માન્તરને ફરજરૂપે સમજનારા — ધર્મઝનૂની. બીજા, તે પ્રવૃત્તિવાળા નહિ એવા — બિન-મિશનરી. આ પૃથક્કરણ પ્રમાણે વિચારતાં શીખધર્મને મિશનરી ગણવો મુશ્કેલ લાગે છે. કાળબળને વશ થઈ આજે કાંઈક મિશનરીપણું તેમાં જોવામાં આવે છે; તેવું તો હિંદુધર્મની આર્યસમાજ શાખામાં પણ છે. પરંતુ, જો શીખધર્મનું સાચું સ્વરૂપ જોઈએ તો, ખ્રિસ્તી કે ઇસ્લામ ધર્મની જેમ, તે ધર્મના શિક્ષણમાં ક્યાંય ધર્માન્તરકારિતાને સ્થાન નથી જણાતું. બાબા નાનકમાં તો એ વૃત્તિ નહોતી જ એમ ચોક્કસ જણાય છે. પોતાના જમાનાની ધર્મભ્રષ્ટતા જોઈને તેને સુધારવા મથનાર પુરુષ તે હતા, ને ધર્મનાં જે તત્ત્વો તેમણે રજૂ કર્યાં તે બધાં મૂળ હિંદુધર્મમાં સુધાર-પંથ જેવાં જ હતાં: સાવ નવાં કે પરાયાં નહોતાં જ. એ પણ નોંધવા જેવું છે કે, ઇસ્લામે તે પંથનો જેવો વિરોધ કર્યો તેવો હિંદુધર્મે નથી કર્યો.

**વેદપ્રામાણ્ય અને શીખધર્મ**

વેદ-પ્રામાણ્યની સંકુચિત વ્યાખ્યા લઈ, તેને જો હિંદુધર્મિત્વનું લક્ષણ માનીએ તો, બૌદ્ધ અને જૈન ધર્મોની જેમ, શીખધર્મને પણ સ્વતંત્ર માનવો

જોઈએ.* પણ હિંદુધર્મની સૂક્ષ્મ કસોટીએ જોતાં ને તેની વ્યાપક વ્યાખ્યા પ્રમાણે, બૌદ્ધ અને જૈન ધર્મો જેમ એક જ સંસ્કૃતિ-પ્રવાહના ફાંટા છે, તેમ જ આ શીખધર્મનું પણ છે. હિંદની જ ભૂમિનું ધર્મદૂધ પીને એ પુષ્ટ થયેલો છે. ચાતુર્વેદ સનાતન હિંદુધર્મના ચાર મુખ્ય પ્રવાહ: બ્રાહ્મણ, જૈન, બૌદ્ધ અને ૧૧મા સૈકાથી ઉદય પામેલો સંત-ધર્મ. તેમાંના છેલ્લા પ્રવાહનું જ એક ઝરણ તે શીખધર્મ.

**'સંતોનું વિશાળ સંમેલન'**

તેમનો ગ્રંથસાહેબ સંતોની વાણીનો ભંડાર માત્ર છે. હિંદની ભૂમિમાં સૈકાંના ધર્મમંથનમાંથી જે જે ઉદાત્ત ને અનેકવિધ ધાર્મિક અને આધ્યાત્મિક ભાવનાઓ ખીલીને ફૂલીફાલી છે, તે બધી જ આપણા સંતોએ અપનાવી છે અને આ ગ્રંથમાં મધુર સંગીતરૂપે રજૂ થઈ છે. શ્રી. કાકાસાહેબે 'સુખમની'ની પોતાની પ્રસ્તાવનામાં ગુરુ. ગ્રંથને 'સંતોનું વિશાળ સંમેલન' કહ્યું છે તે યથાર્થ જ છે.

---

* અહીં આગળ એ નોંધવું જોઈએ કે, ડૉ. સર રામકૃષ્ણ ભાંડારકર તેમના નિબંધ (Vaishnavism, Shaivism and Minor Religious Systems)માં નાનક અને એમના ધર્મનો ઉલ્લેખ નથી કરતા! કદાચ એમણે આ સંકુચિત વ્યાખ્યાને આધારે એમ કર્યું હોય? નહિ તો, આગળ આપણે જોઈશું કે, રામાનંદ, કબીર વગેરે (તેમનો ઉલ્લેખ ભાંડારકરે કર્યો છે.) સંતમાળાના જ આ નાનક હતા, ને ખાસ ધ્યાનપાત્ર.

એટલે ગુરુ નાનકના જીવન તથા કાર્યની સાચી સમીક્ષા કરવી હોય તો આપણી વ્યાપક સંસ્કૃતિ અને તેના અંગ સંતધર્મને ખ્યાલમાં રાખીને ચાલવું જોઈએ.

## ૩

## ગુરુ નાનકનો કાળ

**મુસલમાનોનું હિંદમાં ઠરીઠામ થવું** ગુરુ નાનકનો કાળ (ઈ.સ. ૧૪૬૯–૧૫૩૮) એટલે આપણા દેશમાં ઇસ્લામી સંસ્કૃતિ ઘર કરીને રહેવા લાગી ત્યારનો કાળ. ૧૧મા સૈકાથી આપણે ત્યાં જે નવીન જાતિનો ધસારો થવા લાગ્યો હતો તે ચારેક સૈકાંમાં ધસારારૂપે શમી જઈને એક નવીન બળ તરીકે નીતરી રહ્યો હતો. ગુરુ નાનક જન્મ્યા ત્યારે ઇસ્લામી પ્રજા હિંદને પોતાનું વતન કરીને વસી ચૂકી હતી. ઘોરી, ગઝની અને તૈમુર તો આવ્યા અને ગયા: હિંદી પ્રજાને તેમણે દીધેલા ત્રાસ ઉપરાંત તેમનો કાંઈ અવશેષ રહ્યો નહોતો. પણ જે ઇસ્લામી કોમોએ દેશમાં વાસ કર્યો હતો તે હવે હિંદી તરીકે પુરાણી કોમોની પડોશી બની; પરિણામે એકમેક પર અસર પડવાનો પ્રારંભ થયો.

**ઇસ્લામી ધર્મઝનૂન** નવી આવનાર પ્રજાને પોતાનો ધર્મ ફેલાવવાનું ભારે ઝનૂન હતું. અને તેની પાસે રાજસત્તા પણ આવી. એટલે ધર્માન્તરનું કામ જોરથી વધ્યું. મૂળ હિંદુધર્મની કેટલીક સામાજિક ઊણપોને લઈને પણ તેમાં આડકતરી

અનુકૂળતા થઈ હતી. મુસલમાન સૂબો, સેનાપતિ કે બાદશાહ યા તેના સલાહકારો જેવા ઝનૂની હોય તે પ્રમાણે તેમની રાંક હિંદુ પ્રજાનું નસીબ ઊઘડતું. આમ ધાર્મિક ઝનૂનનો કેર આ નવા યુગના એક લક્ષણ જેવો જ થઈ પડ્યો હતો.

**રાજકીય અવ્યવસ્થા** ત્યારની રાજસત્તા જોઈએ તો તે છિન્નભિન્ન હતી. સૈયદ બાદશાહોનું અરાજક જઈને લોદી બાદશાહો (૧૪૫૧–૧૫૨૬)ની કાંઈક વ્યવસ્થા આવી હતી. છતાં તે વખતનો રાજકાળ જ એવો હતો કે, જે સૂબાનો ગજ વાગે તે પોતાનો શખરાણો વર્તાવવાનું ચૂકતો નહિ. એટલે યુદ્ધો અને ઉપરનું ધર્મઝનૂન મળીને જીવનની અસ્થિરતા તો જાણે તે યુગમાં કાયમી થઈ ગઈ હતી.

**નાનકની જન્મભૂમિ પંજાબની દશા** પંજાબ પ્રાંત આ દુઃખદશાનો વધારેમાં વધારે ભોગ બને એ તો એની ભૂગોળ પરથી પણ તરત દેખાય એમ છે. એમ જ કહો કે, આ સમગ્ર ઘટનાની ખરી રંગભૂમિ જ આ પ્રાંત હતો. આપણે ત્યાં સરહદ-દ્વારથી આવેલી બધી જ પ્રજાઓ આ પ્રાંતને ખૂંદતી ખૂંદતી જ આવી શકે. એટલે પંજાબને ભાગે એ સર્વની ઝીક ઝીલવાનું તો હંમેશનું જ હતું. જ્યારે મુસલમાન પ્રજાઓ તેના પર તૂટી પડી ત્યારે એ એટલું સબળ નહોતું કે તેમની ટક્કર ઝીલી શકે કે તેમને હંફાવી શકે. અરે, એમના નવધર્મના ઝનૂનને જોરે વધતી તે પ્રજાને હંફાવવા

સારના આખા જગતમાંય કોણ હતું ! કાળાંતરે મુસલમાન પ્રજાઓ ઠરીને દેશમાં રહેવા લાગી અને એની સંસ્કૃતિ હિંદની જૂની સંસ્કૃતિ સાથે અથડામણમાં આવી.

**હિંદુ અને ઇસ્લામ સંસ્કૃતિ વચ્ચે સંઘર્ષ**

આવા પ્રકારની અથડામણ અનેક પ્રજા તથા ધર્મોના સંમેલન-રૂપ આપણા દેશમાં નવી નહોતી. ઇતિહાસના આદિકાળથી આપણા સરહદ-દ્વારેથી અનેક પ્રજાઓ આવી છે અને દેશમાં વાસ કરી હિંદી બનીને રહી છે. એટલે સંસ્કૃતિ-સંઘર્ષનો અનુભવ આપણે માટે નવો નહોતો. આપણી પ્રજા પાસે, એમ જ કહો કે, એનું વ્યાકરણ અનુભવસિદ્ધ પડેલું હતું.

**સમન્વય-બળનો ઉદય ને તેનું સ્વરૂપ**

તેથી, જેમ જેમ મુસલમાન વસ્તી થાળે પડતી ગઈ તેમ તેમ આ સંઘર્ષની અસર ઓછી થતી ગઈ અને સમન્વયનું બળ જાગતું ગયું. એક વસ્તુ તો એ થઈ કે, ઇસ્લામના સુફીવાદને આપણા ભક્તિમાર્ગમાંથી વેગ મળ્યો. તે કાળમાં હિંદુ સંતમહાત્માઓની જેમ જ ઇસ્લામી પીર ઓલિયા ને ભક્તો પ્રજામાં સરખું જ આદરમાન પામતા. અને ભોળી જનતામાં તેઓ પોતાનો ધર્મપ્રચાર* પણ કરી શકતા. પણ સમન્વયના બળની

---

* વાચકને અહીં યાદ દેવડાવવા જેવું છે કે, શીખોના ગ્રંથસાહેબમાં હિંદુ મુસલમાન સૌ જાતના ભક્તોની વાણીને સરખું સ્થાન આપવામાં આવ્યું છે.

સૌથી જબરી અસર તો સામાન્ય સમાજ-જીવન જોતાં મળી આવે છે. શુષ્ક ધર્મતત્ત્વ કરતાં સામાજિક વૃત્તિ ને તેને અંગેનાં શ્રદ્ધા, લોભ તથા ભય વગેરેનો સામાન્ય જીવન પર વધુ પ્રભાવ જોવામાં આવે છે. અને તેવી અસર આ બેઉ કોમોને સમન્વિત કરી એક પ્રજા બનાવવા લાગી હતી.

આ વિષે, શીખપ્રજાના ઇતિહાસકાર કનિંગહામે જે નોંધ લીધી છે તે અહીં ટાંકવા જેવી છે:

**હિંદુ મુસલમાનની સંકર-દશાનું ચિત્ર**

"मुसलमानो हिंदी बन्या. . . . નવી આવેલી પ્રજા ક્ષત્રિયો સાથે બળમાં બરાબરી કરનારી કે કદાચ ટપી જનારી હતી. બ્રાહ્મણની પૂજ્યતાને તે તુચ્છકારતી હતી. (ખુદાઈ) સત્તાથી તે ઘોષણા કરતી કે ઇશ્વર એક છે. બૂતપરસ્તીનો તેને તિરસ્કાર હતો. આ બધાની હિંદની જનતા પર ધીમે ધીમે અસર પહોંચવા લાગી. . . . અલબત્ત આ અસર ધીમી જ હતી, કેમ કે અનેક જાતો તથા કોમોની પોતપોતાની સ્થાનિક કે ખાસ દેવતાઓ, ઘણી મહેનતને પરિણામે, તેમના તંત્રમાં વણાઈ ચૂકી હતી, અને યુગોને જોરે મનુનો કાયદો લોકોના વિચાર અને રીતરિવાજોમાં બરાબર ઓતપ્રોત થઈ ગયો હતો. પણ વર્ણભેદ ને વર્ણાભિમાન તથા બ્રાહ્મણોની પૂજ્યતા આ નવાં આવનાર અણઘડ લોકોના ધ્યાનમાં આવ્યા વગર કે તેમની સ્તુતિપાત્ર થયા વગર ન રહ્યાં. પરિણામે, શેખ અને સૈયદોમાં મૌલિક પવિત્રતા છે એમ ઠર્યું અને રજપૂતોના

ઊંચભાવની અલગતાની નકલ મુગલો ને પઠાણો કરવા લાગ્યા. જૂના વહેમીપણાને પણ નવા વહેમો અનુસરતા ગયા. પીરો અને શહીદો કૃષ્ણ અને ભૈરવના જેવા ને જેટલા ચમત્કારો કરવા લાગ્યા; અને મુસલમાનો એક અલ્લાને લગભગ ભૂલી ગયા અને વચ્ચેનાં અનેક દેવદેવીઓની મદદ માગવામાં લોભાયા. આવી રીતે, મતમતાંતર અને રૂઢિઓમાં વિસંવાદ ઊપજ્યો. કેટલાક તો હમેશ એમના મૂળ ગ્રંથ કુરાન કે વેદનો જ આધાર લેતા ને માનતા; પરંતુ સામાન્ય જનતા ખળભળી ઊઠી હતી અને એમને નિરાંત વાળવાનું સ્થાન નહોતું મળતું બ્રાહ્મણમાં કે મુલ્લામાં, મહાદેવમાં કે મહંમદમાં."*

---

* મૂળ જુઓ 'History of the Sikhs'—Cunningham પા. ૩૩-૪. અહીં આગળ, ન્યાયમૂર્તિ રાનડે મહારાષ્ટ્રને અંગે પોતાના "Rise of the Maratha Power" ઇતિહાસમાં લખે છે તે પણ ધ્યાન ખેંચનારું છે:

"Even the Mahommedans lose their bigoted character under these same moderating influences. The Hindus make common cause with Mahommedans in their great festivals, and this feeling is reciprocated by the Musalmans, except where influences from North India intervene. Some Mahommedan fakirs have been ranked with the Hindu Saints in general veneration, and there are some Saints who are venerated by both communities alike. These features of tolerance and moderation have been developed in course of centuries

૧૮૪૮માં લખેલા ગ્રંથમાં કરેલું વર્ણન આજ પણ આપણાં ગામડાંમાં પ્રત્યક્ષ જોઈ શકાય એમ છે. વસ્તુતાએ આ જાતનું સમન્વિત રૂપાંતર સારું છે કે ખોટું છે એ અલગ પ્રશ્ન છે; પરંતુ અહીં એ પણ નોંધી શકાય કે, હિંદુની અસ્પૃશ્યતા પણ ખ્રિસ્તી, મુસલમાન, બૌદ્ધ, જૈન તેમ જ શીખ સમાજમાં પહોંચી છે. આવાં રૂપાંતરનું કારણ સ્પષ્ટ છે: ધર્મરહસ્યનું જોર થોડા ને આત્મજાગ્રત લોકોમાં જ જીવંત રહે છે ને ટકે છે. સામાન્ય લોક તો સમાજમાં રૂઢ રૂપે રહેતાં વિનય, વિવેક અને શિષ્ટાચાર તથા ધાર્મિક રીત-રિવાજોનો જ આશરો લે છે. અને ધર્મવ્યવસ્થાપકોની કુનેહ અને દૃષ્ટિ એ બધાને સંગીન ને તત્ત્વશુદ્ધ રીતે ગોઠવવામાં ને ચલાવવામાં રહેલી છે. મુસલમાનો આવ્યા ત્યારે હિંદુ સમાજમાં પ્રતિષ્ઠા, દરજ્જો, મોભો વગેરેના ખ્યાલો નક્કી રૂપે પ્રચલિત હતા. નવો આવનાર તે જો ન અનુસરે તો હીન તરીકે જ તેની કદર થાય. એટલે રાજકર્તા પ્રજાને એ સ્વીકારવો તો પડે જ છે. એ જ જાતનું પરિણામ અંગ્રેજોમાં પણ આજે આપણે જોઈ શકીએ છીએ. અને એથી ઊલટી રીતે પણ અસર થાય છે. જો પ્રજા પાસે સંસ્કારબળ અને તત્ત્વનિષ્ઠા હોય તો આવી અસરમાંથી જ સમન્વિત સંસ્કૃતિ નીપજી શકે. નહિ તો પ્રજાસંકરતા આવી જઈ બધો ગોટાળો જ થઈ રહે. મુસલમાનોના આવવાથી આ પ્રકારની

---

and they constitute some of the most stable elements of the national character." (પા. ૨૪) આને જ મળતી બીજી એક વસ્તુ પણ એમણે લખી છે તે જુઓ તે ગ્રંથનું પા. ૧૭૦-૧.

સ્થિતિ ઉત્પન્ન થઈ હતી. અને તે સ્થિતિમાં હિંદની પ્રજાએ પોતાની સમન્વય-કળા અજમાવવાની હતી.

**તે કાળ પર નાનકની ટીકા** આવી જ સ્થિતિ જોઈને નાનકે પોતાને જ્ઞાન થયા પછી જે બોલ કાઢ્યો તે એટલો જ હતો કે, 'કોઈ મુસલમાન નથી ને કોઈ હિંદુ નથી.' ધર્મપાલન જ જોઈએ તો સૌ સમાન ભુલાવામાં પડ્યા હતા. અને એ સ્થિતિનું વર્ણન* એમણે એવા કડક શબ્દોમાં અને રડતા હૃદયથી કર્યું છે કે, તેમના જેવા સમર્થ અધ્યાત્મ-બળવાળો જ તે છતાં ટકી શકે, એટલું જ નહિ, બેઉ કોમો પાસે માગ પણ મુકાવે. ગુરુ નાનકનું ઐતિહાસિક મહત્ત્વ આ કાળના સમન્વયપ્રશ્નને હાથ ધરવામાં છે. તેમની પ્રતિભાએ જે ઉકેલ કાઢ્યો તે એટલો પ્રબળ ને જોસદાર હતો કે, તેને જ જોરે તેમના પછીના ગુરુઓ એક સમર્થ કોમ રચી શક્યા. પણ આ બાબત અહીંથી પડતી મૂકીને, પાછા આપણે નાનકનો જમાનો તપાસવા તરફ વળીએ.

## ૪

## હિંદના સાંસ્કૃતિક પ્રશ્નનું સ્વરૂપ

મુસ્લિમ આક્રમણથી ઉપજેલો આ સમન્વયનો પ્રશ્ન પૂર્વના પ્રસંગોથી એક મહત્ત્વની બાબતમાં જુદો પડતો હતો

---

* આ વર્ણનનો કાંઈક ખ્યાલ વાચકને 'સુખમની'—ઉપોદ્ઘાત પા. ૫૮-૬૩ થી આવશે.

તે ખાસ ધ્યાનમાં લેવું જોઈએ. અને એ બાબત, ત્યાર પછીથી આપણા પર થયેલા ખ્રિસ્તી ગોરી પ્રજાઓના આક્રમણના પ્રશ્ન સાથે એટલી બધી ગૂંચાઈ ગઈ છે કે, આપણી સમન્વય-સંસ્કૃતિનો આખો પ્રશ્ન જ એક અતિ વિકટ કોયડા જેવો થઈ પડ્યો છે; અને આટલાં બધાં સૈકાં વીત્યા છતાં તેનો ઉકેલ હજી હમણાં જ આપણને મળે છે.* આ બાબત તે ઇસ્લામ પૂર્વેના આપણા પ્રજાકીય અનુભવનું એકદેશીપણું.

**હિંદુઓની વર્ણાવર્ણીનો રુડો**

ઇસ્લામી પ્રજાઓ હિંદમાં આવી તે પૂર્વે જે જે પ્રજાઓ આપણે ત્યાં આવી હતી તે બધી સંસ્કાર અને સુધારામાં આર્યપ્રજાથી ઊતરતી હતી. પ્રાચીન અનાર્ય વતનીઓનું પણ એમ જ હતું. એટલે જે સમન્વય કરવામાં આવ્યો તેમાં આર્યોનો હાથ ઉપર રહ્યો એ સમજાય એવું છે. પણ તેમાંથી ધીમે ધીમે વર્ણાભિમાન પણ કેળવાયું. વર્ણવ્યવસ્થા એક સંગીન સમાજવ્યવસ્થાનો સિદ્ધાંત હતી તે બગડીને વર્ણભેદ ને વર્ણઅભિમાનમાં ખપતી ગઈ. વળી, આગળ પડતા વર્ણોએ જે જ્ઞાનપદ્ધતિ ને વિદ્યાઓ વિકસાવી તે એવી હતી કે જેથી જડ વર્ણભેદ વધારે તીવ્ર જ બને. બ્રાહ્મણોનાં તાર્કિક ને પાંડિત્યપૂર્ણ જ્ઞાનવિજ્ઞાન તથા સંસ્કૃતનું

* આ ઐતિહાસિક નિરૂપણને અંગે લેખકનો "મહાસભા અને આપણો સંસ્કૃતિ-પ્રવાહ" કરીને લેખ 'ઊર્મિ'ના ૧૯૩૮ના ડિસેંબર અંકમાં છે તે જોવાની ભલામણ છે.

વાહન પ્રાકૃત લોક માટે વેગળાં જ રહ્યાં.* અદ્ધાધન બની તેમને તેઓ પર જ અવલંબન રાખવાનું રહ્યું. કાળે કરીને, સંકુચિત સ્વાર્થ આવી જઈ, ઉપલા વર્ણોએ નીચલાની ઉપેક્ષા કરવા માંડી; ને કદાચ આ રીતે જ જતાં જતાં અસ્પૃશ્યતા પણ ઉપજી હોય. આ જે ઉચ્ચનીચભાવનું સામાજિક ઝેર હતું તે હિંદુસંસ્કૃતિનું ભારે લાંછન હતું. ઇસ્લામધર્મ તત્ત્વતઃ તેની વિરુદ્ધ હતો.

**ઇસ્લામના આક્રમણનો ખાસ ભેદ**

ઇસ્લામમાં આવે ને સૌ સરખા છે એવી તેની ભાવના હતી; અને સારો માનવસંસાર એમાં લાવવો એ એની આવેગપૂર્ણ પ્રતીતિ હતી. એટલે, આ આક્રમણમાં એ બાબત નવી હતી કે, ઇસ્લામી લોકો પાસે એક જબરી સંસ્કૃતિ હતી. એક ઈશ્વર અને એક તેનો પેગંબર ને તેને પ્રગટ થયેલી વાણીરૂપ કુરાન — આ

---

* જેમ કે, આજ અંગ્રેજી ભાષાના વાહન દ્વારા વિકસતાં જ્ઞાનવિજ્ઞાન તથા પ્રવર્તતી રહેણીકરણી અને રુચિભેદો આમ-જનતા અને અંગ્રેજી ભણેલા વચ્ચે અંતરાયરૂપ બન્યાં છે. પરિણામે એક પ્રકારની તુચ્છકારવૃત્તિ પણ 'ભણેલા' લોકમાં આવેલી જોઈ શકાય છે. અને જગતમાં જેને 'The White Man's Burden' કહેવામાં આવે છે — ગોરાઓ પોતાને જગતનો ગુરુ-ભાર વહનારા માને છે, તે પણ આવા જ પ્રકારનું સામાજિક આવિષ્કરણ છે. વસ્તુતાએ, આ જ્ઞાન તથા પદ્ધતિ વગેરેમાં દોષ નથી. પરંતુ સત્યનો ઉપયોગ સત્તા ને મરતબો જમાવવામાં કરાય છે ત્યારે આવા આવા સામાજિક રોગો નીપજે જ છે.

વસ્તુથી તેઓમાં એક પ્રકારનું બાહ્ય એકતાબળ હતું, જે તે કાળના હિંદુ સંસારમાં નહોતું.

**હિંદમાં પ્રથમ મિશનરી ધર્મ આવ્યો** પરંતુ, તેથી વધુ મહત્ત્વની નવીનતા ઇસ્લામનું મિશનરીપણું હતું. અત્યાર સુધી હિંદમાં આવેલ કોઈ પ્રજામાં આ તત્ત્વ નહોતું. ધર્મઝનૂની ને ધર્માન્તરકારી આ પહેલવહેલી જ પ્રજા હતી. એમની પૂર્વે ખ્રિસ્તીઓ પણ આવ્યા હતા ખરા. પરંતુ તેઓ રાજકર્તા તરીકે નહોતા એટલે, મલબારને કિનારે. ગુજરાતમાં પારસીઓની જેમ, તેઓ પોતાનું જીવન ગુજારતા રહ્યા હતા. મુસલમાનો રાજકર્તા તરીકે ને ધર્મપ્રચારક તરીકે ભેગા હોવાથી તેમના સંસર્ગનો અનુભવ પ્રજા-માનસ પર ક્રાંતિકારી નીવડ્યો.

**ભાગવત ધર્મનું રહસ્ય** હિંદુધર્મને અંગે ઉપર કરેલી સમાલોચના એને અન્યાયકારી ન થાય તેટલા માટે એક ઐતિહાસિક બીના ભૂલવી ન જોઈએ; અને તે બૌદ્ધ. જૈન તથા ભાગવત કે એકાંતિક ધર્મોનો ઉદય. આ ત્રણે ધર્મોના દ્રષ્ટાઓ ક્ષત્રિય હતા એ નોંધવા જેવું છે*. એમાંના પ્રથમ બેએ લોકગમ્ય એવી સરળ પદ્ધતિથી અને લોકોની જ ભાષામાં પોતાનો જ્ઞાનપ્રચાર કર્યો. વર્ણોના અભિમાનને તેમણે સ્થાન ન આપ્યું. ત્રીજા ભાગવત ધર્મનો વિકાસ એટલો બધો ઉદ્દામ નહોતો, છતાં તેમાં પણ મૂળ બ્રાહ્મણધર્મના સુધારાનું તત્ત્વ તો રહ્યું જ

* આ વિષે વધુ જાણવા માગનાર વાચક ડૉ. ભાંડારકરનો 'Vaishnavism, Shaivism, and Minor Religious Systems' એ નિબંધ જુએ.

હતું. એમાંથી જ આગળ જઈને આપણા બધા વૈષ્ણવ– અને સંત–સંપ્રદાયો ખીલ્યા, "સ્ત્રિયો વૈશ્યાસ્તથા શૂદ્રાઃ" સન્માન પામ્યા; અને રામાનંદ, કબીર, નાનક, નરસિંહ તથા તુલસી અને ધનો, પીપો તથા મીરાં જેવાં સમર્થ લોકધર્મપ્રણેતા અને લૌકિક ધર્મસાહિત્યકારો નીપજ્યાં.

**સંતધર્મનો ઉદય** આપણી સમન્વય-સંસ્કૃતિની મૂળ શક્તિને કારણે જ આ યુગાનુકૂલ નવો કાલ બેઠો. છતાં, કબૂલ કરવું જોઈએ કે, જે ઊંચનીચભાવ ને આભડછેટનું ઝેર ઉપર વર્ણવ્યું તે સાવ નિર્મૂળ ન થયું. ત્યાં જ, જૂની બ્રાહ્મણ-પદ્ધતિથી શંકરાચાર્યે બૌદ્ધધર્મનું ખંડન કર્યું. કદાચ, તેથી જૂની પરંપરા જોર પર આવી ને સુધારાનો પંથ રૂંધાયો. જોકે, આટલું અહીં નોંધવું જોઈએ ખરું કે, વૈષ્ણવ કે ભાગવત ધર્મનું દર્શન રચનારા શ્રીરામાનુજ, મધ્વ અને નિંબાર્ક બ્રાહ્મણો જ હતા ને એમના જ દર્શનને આધારે કદાચ ભાગવત ધર્મ શાંકરમતના સપાટામાંથી બચી જવા પામ્યો.

**સ્વામી રામાનંદ** પણ એથીય વધારે મહત્ત્વનું તો એ બન્યું કે, એ જ રામાનુજની પાંચમી ગુરુ-પેઢીએ રામાનંદ સ્વામી થયા, કે જેમને સંતધર્મના સ્તંભ સમાન કહીએ તોપણ ખોટું નથી. રામાનુજી વૈષ્ણવધર્મમાં 'સ્ત્રી, વૈશ્ય તથા શૂદ્રો' સંમાનિત થયાં એ ખરું, પરંતુ ખાનપાન તથા સ્પર્શાસ્પર્શમાં આભડછેટ તો રહી હતી. અને વલ્લભી સંપ્રદાયમાં તો તે એક શાસ્ત્ર જેવી ખીલેલી આજ પણ જોવા મળે છે!

વૈષ્ણવધર્મનું ગૌરવ વધારનારા અનેક સંતો આની સામે હતા; અરે, કેટલાક પોતે જ એ આભડછેટના ભોગ બનેલા; છતાં, એ ધર્મ આજ આપણી અસ્પૃશ્યતા-નિવારણની હિલચાલમાં જડ વિઘ્નરૂપે વિરોધ કરે છે, એ એક સાંસ્કૃતિક વિચિત્રતા જ છે. સ્વામી રામાનંદે કદાચ આ અ-વૈષ્ણવ વૃત્તિનો પહેલ-પ્રથમ વિરોધ કર્યો. એટલું જ નહિ, તે કારણે તેમણે ગુરુત્યાગ પણ કર્યો અને પોતાના પ્રભાવથી ઉત્તરહિંદમાં એક પ્રબળ આંદોલન જમાવ્યું. ગુરુ નાનકના કાર્યને સમજવા તેમના પુરોગામી * આ સમર્થ સંત ને તેમના પટ્ટશિષ્યો વિષે ટૂંક સમીક્ષણ કરતા જવું જોઈશે.

## ૫

## સ્વામી રામાનંદ

રામાનંદ જાતે બ્રાહ્મણ હતા. એમના જીવન વિષે ચોક્કસ ને જોઈએ તેટલી માહિતી મળી શકતી નથી. પરંતુ, છૂટીછવાયી જે મળે છે તે પણ ૧૪મા સૈકાના આ આપણા સંત પુરુષના કાર્યની મહત્તા સાબિત કરી આપવા બસ છે. સંત પુરુષો તો, ઓછા કે વત્તા, આપણા દેશમાં સૈકે સૈકે થતા જ રહ્યા છે. પરંતુ આ ત્રણ સૈકાંમાં આખા હિંદુધર્મક્ષેત્રમાં અનેક સંતો થયા છે : ઉત્તર, દક્ષિણ, પૂર્વ

* મેકોલીફ સંતો વિષે સમીક્ષા કરતાં લખે છે : "They preceded Guru Nanak as the dawn before Sunrise. Abrupt indigenous alterations of religion have rarely, if ever, been presented to human experience."
–Sikh Religion, Vol. 6–1.

ને પશ્ચિમ બંને જ, તે કાળમાં સંતો પાક્યા છે. અને તે બધા. તેમની સ્થાનિક ખાસિયતો ગાળી નાંખો તો, એક જ વ્યાપક પરિસ્થિતિ અને સિદ્ધાંતના ફળરૂપ લાગે છે. સ્વામી રામાનંદ આ આખા કાલના મૂળ પુરુષ કહીએ તોપણ ચાલે.

**તેમની ટૂંકી જીવનકથા** એમનો જન્મ ઈ. સ. ૧૩૦૦ માં થયો હશે એમ વિદ્વાનોનો મત છે. અને ૧૧૧ વર્ષ જેટલી લાંબી જિંદગી પછી તે ઈ. સ. ૧૪૧૧માં સમાધિસ્થ થયા એમ મનાય છે. નાનપણથી જ વિદ્યા ભણવામાં તે કુશળ હતા અને ૧૨ વર્ષમાં તે પંડિત થયા એમ કહેવાય છે. શરૂઆતમાં તે શાંકરમતના એક ગુરુ પાસે હતા. પણ પછી તે કાશીમાં એક રાઘવાનંદ કરીને રામાનુજી હતા તેમની પાસે ગયા. આ રાઘવાનંદ રામાનુજના. ચોથી પેઢીએ શિષ્ય થાય. એમની પાસેથી રામદત્ત (રામાનંદનું પ્રથમ નામ એ હતું.) વૈષ્ણવ મંત્ર લીધો ને પોતે રામાનંદ નામ પામ્યા. ગુરુ પાસે લાંબો વખત રહીને રામાનંદ તીર્થાટન કરવા નીકળ્યા. જૂના કાળથી આ તીર્થાટન જ્ઞાન અને અનુભવ મેળવવાની એક ભારે વિદ્યાપીઠ હતી. આજનાં ઝડપી વાહનોથી એ સાધનની આવા પ્રકારની શક્તિ કાંઈક નાશ પામી છે. પણ રામાનંદના કાળમાં તીર્થયાત્રા એક જીવંત સંસ્થા હતી; તે દ્વારા સાધક પોતાનું જ્ઞાન કસતો, કેળવતો ને વિપુલ કરતો. રામાનંદ પર તીર્થાટનની ભારે અસર થઈ હતી એમ, ત્યાંથી ગુરુઘેર પાછા કાશી આવ્યા ત્યારની ઘટના પરથી, સ્પષ્ટ જણાય છે.

**પહેલો બળવા-પ્રસંગ** પ્રવાસમાંથી પાછા આવ્યા ત્યારે તેમના રામાનુજી ગુરુભાઈઓમાં ચર્ચા ઊઠી કે, રામાનંદ પ્રવાસમાં ખાનપાન વગેરેની આભડછેટ નહિ પાળી શક્યા હોય, એમાં શંકા નથી. તો પછી તેમને પાછા શ્રીસંપ્રદાયમાં કેવી રીતે લઈ શકાય? રામાનુજના શ્રીસંપ્રદાયમાં ઘણે ભાગે બ્રાહ્મણો હોતા. ગુરુ તરીકેનો અધિકાર તો બ્રાહ્મણને જ મળી શકતો. અને તેમના વૈષ્ણવ ભક્તિના સિદ્ધાંત છતાં, છૂતાછૂત બરોબર પળાતી. પરિણામે, રામાનંદને અંગે ઊપજેલી ચર્ચા સહેજે ઊકલી શકી નહિ. ગુરુ રાઘવાનંદે રામાનંદને અલગ થવા ને પોતાનો નવો પંથ કાઢવા સલાહ આપી. રામાનંદ આભડછેટમાં માનતા નહોતા. તેમણે અલગ થવાનું જ યોગ્ય માન્યું. અને વૈષ્ણવ ધર્મમાં જે એક અવૈષ્ણવ વસ્તુ રહી હતી તેના પર પહેલવહેલો દંડ ઉઠાવ્યો. આ તેમનો સુધારો તત્ત્વતઃ સાચો હતો, એ તો શંકરાચાર્યે અને બીજા અનેક સંત, આચાર્ય તથા તત્ત્વવિદોએ પૂર્વે જણાવેલું હતું. પરંતુ તેનો ભંગ કરવો એ જ આચારધર્મ બનેલો હતો. રામાનંદે આ વસ્તુ સામે બળવો કર્યો, અને તેનો ચેપ એવડો તો જબરો ઉડાડ્યો કે ત્યાર પછીના અનેક સંતોએ એ વસ્તુ ઉપાડી લીધી. સ્ત્રી, વૈશ્ય તથા શૂદ્રને સાથેસાથ એમણે ધર્મક્ષેત્રમાં * અપનાવ્યાં.

* છતાં, કદાચ પૂર્વસંસ્કારના જડ બળને જ લઈને, પ્રથમ એમણે કબીરને શિષ્ય તરીકે ન સ્વીકાર્યા હોય. જોકે, તેથી ઉપરના વિધાનના સત્યમાં ફરક થતો નથી. એ પણ સંભવ છે કે, કબીર અ-હિંદુ (મુસલમાન) હતા એ કદાચ વાંધાનું કારણ હોય.

એમના શિષ્યોની નાતજાત તરફ જોઈએ તો, આ વસ્તુ સાવ ચોડી જણાઈ આવે છે. નાતજાત કે ઊંચનીચના, કશા ખ્યાલ વગર, સૌને એમણે ભગવદ્‌ભક્તિનાં અધિકારી માન્યાં, અને ભાગવતધર્મનો એકમાત્ર જે ખાસ દાવો હતો તે યથાર્થ સિદ્ધ કર્યો.

**જ્ઞાનદેવના બળવાનું મૂળ** તેમના આ બળવાની શક્તિ કેટલી વ્યાપક અને ઉદ્દામ હતી તે એક બીજી બીના ઉપરથી પણ જાણવા મળે છે. મહારાષ્ટ્ર સંત-મણિ જ્ઞાનદેવ/ના/ એમના શિષ્ય હતા. જ્યારે રામાનંદે જાણ્યું કે જ્ઞાનદેવે પોતાની સ્ત્રીની સંમતિ વિના સંન્યાસ લીધો છે, ત્યારે આ સત્ય-ભક્ત સંતે એમને સલાહ આપી કે, તમે પાછા સંસારમાં જાઓ. અને આપણે જાણીએ છીએ કે, જ્ઞાનદેવે પુનઃ સંસાર શ્રણ્યો એટલું જ નહિ, સંન્યાસી પાછો પડ્યો એ કહેણનો પણ ડર ન રાખ્યો.[1] મહારાષ્ટ્રમાં સંતધર્મના પ્રેરક તરીકે આમ રામાનંદે પોતાની ખાસ વસ્તુનું બીજ રોપ્યું. જ્ઞાનદેવે સંસ્કૃત છોડી પ્રાકૃતમાં પોતાની ભક્તિ ઢાલવી એ પણ આ જ ધર્મક્રાંતિનું એક અંગ છે. રામાનંદે બહુ લખ્યું નથી;*

---

૧. જુઓ રાનડેકૃત 'Rise of the Maratha Power' પા. ૧૫૧.

* ગ્રંથસાહેબમાં રામાનંદનું એક ભજન વસંત રાગમાં છે :

कत जाईऐ रे घर लागो रंगु ।
मेरा चितु न चले मनु भईओ पंगु ॥
एक दिवस मन भई उमंग ।
घसि चन्दन चोआ बहु सुगन्ध ।

એ પ્રાંતોના સાહિત્યનો ઉગમ આ જ વ્યાપક ક્રાંતિનું પરિણામ છે. એ પણ અહીં નોંધતા જવું જોઈએ. ધાર્મિક, સામાજિક, સાહિત્યિક વગેરે જીવનવ્યાપી સુધારાનો જે કાર્યક્રમ આ રામાનંદે પ્રારંભ્યો તે, કાલાનુકૂલ રૂપાંતર સાથે, આજ પણ આપણો કાર્યક્રમ છે.

## ૬

## રામાનંદના શિષ્યો

આ રામાનંદને બાર મુખ્ય શિષ્યો હતા. તેમાં કબીર* મુસલમાન વણકર (૧૩૯૮–૧૫૧૮) હતા; ધનો (૧૪૧૫ જન્મ) જાટ ખેડૂત હતો; પીપો (૧૪૨૫ જન્મ) એક નાનો ઠાકોર હતો. તેની એક સ્ત્રી સીતા પણ એની સાથે રામાનંદની શિષ્યા થઈ હતી. સેનો જાતે હજામ હતો. રૈદાસ ચમાર હતો. આ પાંચે સંતોનાં ભજનોને ગુરુગ્રંથમાં સ્થાન મળેલું છે. એ બાર શિષ્યોમાં પદ્માવતી અને સુરસરી કરીને બે સ્ત્રીઓ પણ હતી. આ બધા

* જન્મે તે કદાચ હિંદુ હોય એવો એક મત છે. પણ તે મુસલમાન વણકરને ત્યાં ઊછર્યા હતા એ સર્વસંમત વાત છે. તેમની અહીં નોંધેલી તારીખ ડૉ. ભાંડારકરના 'Vaishnavism...' પુસ્તક પરથી છે. Ency. of Rel. and Ethicsનો 'કબીર' પરનો લેખક તેમનો સમય ઈ. સ. ૧૪૪૦–૧૫૧૮ આપે છે. ડૉ. મોહનસિંગ માને છે કે તે ૧૪૩૯માં તો મરણ પામ્યા હશે. તેઓ પોતાના "પંજાબી સાહિત્યના ઇતિહાસ"માં એક હસ્તપ્રતની વાત કરે છે (જુઓ પા. ૨૪–૩), જેમાં નાનક અને કબીરની મુલાકાતનો ઉલ્લેખ છે.

શિષ્યો રામાનંદી થતા પહેલાં ભિન્ન ભિન્ન માન્યતાવાળા હતા અને રામાનંદની સ્તુતિ સાંભળી તેમને શરણે ગયેલા; અને એમની ખ્યાતિ આજ પણ બધે વ્યાપેલી છે, તે પરથી એમનું કામ કેટલું બધું વ્યાપક હશે તેનું આપણે અનુમાન કરી શકીએ.

**ગુરુ નાનકનો પુરોગામી સંતસમુદાય** આ બધા શિષ્યોની કાલગણનાનો જાડો અડસટ્ટો જ મળી શકે છે. તે બધા ગુરુ નાનકના પુરોગામી ને કોક કદાચ ઘડપણ વખતે સમકાલીન પણ હોય, એટલું જ કહી શકીએ. અને આપણા આ નિબંધમાં તે તરીકે જ એમનું મહત્ત્વ પણ છે. આ સંતોએ જે અધ્યાત્મ–વાતાવરણ જમાવ્યુ હતુ તેનો જ વારસો પામી ગુરુ નાનક થયા હતા એમાં શંકા નથી. એટલે સુધી કે, જ્યોર્જ ગ્રિયરસન* કબીરને વિષે જણાવે છે કે, "રામાનંદના ઉપદેશનો મોટો ભાગ. શીખધર્મ સંસ્થાપક ગુરુ નાનક કબીર દ્વારા પામ્યા હતા."

**એ વિષે એક પૂર્વપક્ષ** કબીર–નાનકના આ સંબંધ વિષે ડો. મોહનસિંગ એમના 'History of Punjabi Literature' માં સખત શબ્દોમાં વિરોધ કરે છે ને જણાવે છે કે, સાચી હકીકતોના

---

* જુઓ Encyclopædia of Religion & Ethics, Vol. ૧૦, પા. ૫૭૧ પર 'રામાનંદીઓ' એ લેખમાં.

અજ્ઞાનને લીધે જ આવું હડહડતું જૂઠાણું ચલાવવામાં આવ્યું છે. (જુઓ ઉપરોક્ત પુસ્તકનું પા. ૨૩ ને આગળ). અને એની સાબિતીમાં એ જૂના ગ્રંથો પરથી કાલગણના કરીને બતાવે છે કે, કબીર નાનકના જન્મ પૂર્વે ૩૦–૪૦ વર્ષે મરણ પામેલા. (તે પુસ્તકનું પા૦ ૨૬). ઉપરાંત, એમનાં ભજનો નાનકે જાણ્યાં હોય, એવો પૂર્વપક્ષ કરવામાં આવે તો તે વિષે તે કહે છે કે, "ગુરુ નાનક પોતાના જ સર્જનકાર્યમાં મસ્ત હતા; એમને બીજાનાં ઝાડનાં ફળ ચૂંટવાની ઇચ્છા કે જરૂર નહોતી. એ પોતે જ પોતાનું બીજ વાવતા હતા." ઇ૦ ઇ૦. આ પ્રકારની સાબિતી કોઈ ધર્માભિમાની શાખને જ શોભાવે એવી લાગે છે. આપણે આગળ જ્યારે ગુરુ નાનકના જીવન વિષે જોઈશું ત્યારે જણાશે કે, જ્ઞાન જ્યાંત્યાંથી મેળવવાના પિપાસુ ને નમ્ર નાનકને વિષે ઉપરનાં વાક્ય કહેવાં એ બંધબેસતી વાત નથી. મહાન પુરુષો પોતાની સહજશક્તિ ને પ્રતિભા લઈ આવે છે એમાં જરાય શંકા નથી. તેઓ તે દ્વારા એક નવું જ સર્જન કરે છે એ પણ ઇતિહાસસિદ્ધ છે. પરંતુ, એમને એમના પુરોગામીઓના કાર્ય કે તેમણે કરેલાં સર્જનો સાથે સાવ અસંબદ્ધ કલ્પવા એ તો બિલકુલ અનૈતિહાસિક જ લેખાય. એ બાબતમાં તો આગળ એક ટીપમાં (જુઓ પા. ૨૦) નોંધેલું વાક્ય જ સાચું છે કે, 'ધર્મમાં અચાનક કે ખાસ નવાં જ પરિવર્તન થતાં મનુષ્યે ભાગ્યે જ કદી અનુભવ્યાં છે.' દરેક માનવસંસ્કૃતિની વસ્તુની જેમ, ધર્મ પણ આગળ પાછળની પરિસ્થિતિમાં ઓતપ્રોત ને જીવંત વિકાસરૂપ હોય છે.

બધું મળેલું છે. આપણે ગ્રિયરસનના કરેલા વિધાનને ન માનીએ; કદાચ મોહનસિંગ કબીર નાનકની જે તારીખો આપે છે તે ખરી માનીએ; છતાં એક સમર્થ ને મશહૂર પુરોગામી તરીકે કબીરનું સ્થાન નાનકના જન્મકાળ વખતના વાતાવરણમાં બરોબર અંકાઈ ગયેલું હશે, એમ કોઈ પણ નિષ્પક્ષપાતી માન્યા વગર નહિ રહે. આ ઉપરાંત પણ એક વાત છે. જે એમના જીવનકાર્યની સમીક્ષા કરતાં મળી આવે છે.

૭

## કબીર

રામાનંદના શિષ્યોમાં કબીર પ્રસિદ્ધમાં પ્રસિદ્ધ એક છે. એમનો સ્વતંત્ર પંથ આજ પણ ચાલુ છે, અને આજ પણ એમનાં ભજનો બધે ભક્તિથી ગવાય છે. રાવણહથ્થો લઈ ગાનાર ભિખારીથી માંડીને રવીન્દ્રનાથ સુધીની કક્ષાના લોકમાં એ લોકપ્રિય ભક્તનાં ભજનો પ્રસરેલાં છે.

એક બીજી રીતે પણ કબીરની વિશેષતા આપણે સ્વીકારવી જોઈએ. રામાનંદે શરૂ કરેલી જાતપાંત-વિરોધની પ્રવૃત્તિ કબીરના હાથમાં ઓર યશ પામે છે. રામાનંદીઓમાં કાંઈક મંદતાથી આ પ્રવૃત્તિ ચાલી હોય; પરંતુ કબીરપંથમાં આ પ્રવૃત્તિ બરોબર યશ પામી.

**કબીર અને રામાનંદ** કબીરનો પોતાનો જન્મ, જૂનવાણીની રીતે કહીએ તો. હીન હતો. એક મત છે કે, તે બ્રાહ્મણ વિધવાનો પુત્ર હતો ને તેથી તેનો ત્યાગ કરવામાં આવેલો.

સરળી સહજતાથી આવતા. ઇસ્લામના એકેશ્વરવાદનું રહસ્ય, ખરું જોતાં તો, ભાગવતધર્મના એકાંત-સિદ્ધાંતમાં આવી જતું હતું. છતાં તે ધર્મમાં એકાંત ભક્તિ માટે અવતાર-પૂજા અને ઇષ્ટદેવનું એકાંતિક આરાધન માન્ય હતું, જે ઇસ્લામીઓને જરાક બુતપરસ્તી જેવું લાગવાનો સંભવ રહે છે. કબીરે તે પણ રાખ્યું નહિ, જોકે ઈશ્વરના વાચક તરીકે તેણે 'રામ' શબ્દ વાપર્યો, અને એ રીતે કદાચ એણે જ રામનામને ૐ જેટલું ગૌરવ-સ્થાન આપ્યું. કેટલાક લેખકોએ કબીરના આવા 'રામ' શબ્દપ્રયોગ પરથી, વગર રહસ્ય સમજ્યે, એને તેના પુરોગામી રામભક્તો જેવો જ માત્ર ગણ્યો છે. પરંતુ જો જોઈએ તો, કબીર જેને 'રામ' કહે છે એ રામ અવતાર નથી, પણ ઈશ્વરવાચક જ છે. 'રામ' શબ્દનો એ જ રીતનો ઉપયોગ આપણે શીખ ગુરુઓનાં ભજનોમાં અને આજ ગાંધીજીમાં પણ જોઈ શકીએ છીએ.

નીમા કરીને એક મુસલમાન વણકર સ્ત્રીને એ જડ્યો ને તેણે એને મોટો કર્યો, ને તે વણકર તરીકે ઉછર્યો ને ધંધે વળગ્યો. મોટપણમાં એને હિંદુધર્મ પ્રત્યે પ્રેમ થવા લાગ્યો. પણ તે જમાનામાં એક મુસલમાનને કોણ દીક્ષા-મંત્ર આપે? કથા એવી છે કે, એને એકલવ્ય જેવું શિષ્યત્વ પછી મળ્યું. રામાનંદ પાસે એને મંત્ર લેવો હતો, પણ એ વસ્તુ જ એને અશક્ય લાગતી. પછી, એક દહાડો તે વહેલી સવારે, ગંગાઘાટ પર જ્યાં રોજ રામાનંદ સ્નાન માટે આવતા ત્યાં તેમના માર્ગમાં સૂતો. રામાનંદનો એના પર પગ પડતાં, "રામ. રામ, કોના પર પગ પડ્યો?'—એવો ઉદ્‌ગાર એમણે કાઢ્યો. ભોળો કબીર ત્યારથી, 'રામ'–નામનો મંત્ર મને ગુરુએ આપ્યો એમ સમજી, રામભજનમાં લાગ્યો ને પોતાને રામાનંદનો શિષ્ય મનાવવા મંડ્યો. આ વસ્તુની રામાનંદને ખબર પડતાં, તેમણે એને બોલાવ્યો અને વિધિસર શિષ્યત્વની દીક્ષા આપી. ત્યારે એ ઉમરે બહુ મોટો નહોતો એમ કહેવાય છે.

**કબીરનો ધર્મસિદ્ધાંત**

કબીર મુસલમાન તરીકે ઉછરેલો એટલે તે ધર્મના પીર ફકીરો સાથે એનો સંસર્ગ વધુ થાય એ સ્વાભાવિક હતું. અને એને કારણે એણે રામાનંદ જે કદી ન કરી શકત તે વસ્તુ ભાગવત ધર્મમાં દાખલ કરી. અને તે એ કે, જાતપાંત જ નહિ, પણ ધર્મના પણ ભેદ વગર, એક અનામી એવા રામની નૈષ્ઠિક ભક્તિ કરવામાં સૌને તેણે નોતર્યા. તેથી એના શિષ્યોમાં મુસલમાન અને હિંદુ સૌ

સરળી સહજતાથી આવતા. ઇસ્લામના એકેશ્વરવાદનું રહસ્ય, ખરું જોતાં તો, ભાગવતધર્મના એકાંત-સિદ્ધાંતમાં આવી જતું હતું. છતાં તે ધર્મમાં એકાંત ભક્તિ માટે અવતાર-પૂજા અને ઇષ્ટદેવનું એકાંતિક આરાધન માન્ય હતું, જે ઇસ્લામીઓને જરાક બૂતપરસ્તી જેવું લાગવાનો સંભવ રહે છે. કબીરે તે પણ રાખ્યું નહિ. એકે ઇશ્વરના વાચક તરીકે તેણે 'રામ' શબ્દ વાપર્યો, અને એ રીતે કદાચ એણે જ રામનામને ૐ જેટલું ગૌરવ-સ્થાન આપ્યું. કેટલાક લેખકોએ કબીરના આવા 'રામ' શબ્દપ્રયોગ પરથી, વગર રહસ્ય સમજ્યે, એને તેના પુરોગામી રામભક્તો જેવો જ માત્ર ગણ્યો છે. પરંતુ જો જોઈએ તો, કબીર જેને 'રામ' કહે છે એ રામ અવતાર નથી, પણ ઇશ્વરવાચક જ છે. 'રામ' શબ્દનો એ જ રીતનો ઉપયોગ આપણે શીખ ગુરુઓનાં ભજનોમાં અને આજ ગાંધીજીમાં પણ જોઈ શકીએ છીએ.

**કબીરનો લોકમાનસ પર પ્રભાવ**

કબીરના બોધની વિશેષતા ને પ્રભાવ સમજવાની એક લૌકિક કસોટી પણ જોવા જેવી છે. આપણા જૂના સાહિત્યકારો કાલગણનાનો બહુ ખ્યાલ રાખતા નથી એ ટીકા તો હવે સૌ કોઈ સ્વીકારે છે. એટલે તો આપણે ભોજ, કાલિદાસ ને ભવભૂતિ ભેગા થયેલા એવા પ્રસંગો વિષે પરંપરાથી સાંભળીએ છીએ. અને આવી લોકકથાઓ આપણાં અનેક મોટાં નામો વિષે મળી આવે છે. એ બધામાં કાલગણનાનું સત્ય નથી એ

ચોડું છે; પરંતુ એક વસ્તુ એમાંથી ચટાવવી સાચી છે; અને તે એ કે, લોકમાનસમાં એ બે લોકની મહત્તા અને સરખામણી કરવાનો ખ્યાલ હતો એ જરૂર માનવું જોઈએ. અને એવા પ્રકારની કબીરને વિષે બે વાતો ગ્રંથોમાંથી મળે છે. એક છે કબીર અને નાનકના સંવાદનો ગ્રંથ, જે વિષે હું ઉપર ઉલ્લેખ કરી આવ્યો છું[1] બીજી વાત છે કબીર–ગોરખ ગોષ્ટિની. તે ગ્રંથમાં કબીર અને ગોરખનો સંવાદ થયેલો વર્ણવ્યો છે.[2] પહેલો ગ્રંથ શીખ હોવાથી તેમાં નાનક કબીરને બોધ આપે છે એ રીતે સંવાદ છે. બીજો ગ્રંથ ગોરખપંથી છે. આ ગ્રંથો પરથી એટલું સિદ્ધ થાય છે કે, તેમના કર્તાના જમાનામાં લોકમાનસ કબીરને એવડો પ્રભાવશાળી સંત માનતા હતા કે, તે સૈકાંના બીજા બે પ્રભાવિત સંતો સાથે તેને તત્ત્વચર્ચા કરતો નિરૂપવો ઠીક માન્યો છે.

**કબીર અને હિંદુ મુસલમાન પ્રશ્ન**

કબીરને હિંદુ કે મુસલમાન કોઈ જોડે ખાસ સાંપ્રદાયિક પ્રેમ કે આસક્તિ નહોતાં. અને એ જ સ્વતંત્ર ને તટસ્થ ધર્મબુદ્ધિ ને તત્ત્વજિજ્ઞાસા આપણે નાનકમાં પણ જોઈશું. એટલે કબીરે હિંદુ તેમ જ મુસલમાન તત્ત્વજ્ઞો તથા સંતો જોડે ઝઘડા કર્યા છે. એમની સાધનામાં

---

૧ પા. ૨૫ની ટીપ યા 'History of Punjabi Literature'– મોહનસિંગ કૃત. પા. ૧૪ મું.

૨ જુઓ Ency. of Rel. and Ethics–Vol. ૧૨, પા. ૮૩૪ પર પહેલી કટારમાં નીચે.

યોગના ગૂઢવાદને પણ ઠીક ઠીક સ્થાન છે. તેથી જ કદાચ, યોગાચાર્ય ગોરખનાથ જોડે એની ગોષ્ઠિનો ગ્રંથ આપણને જોવા મળે છે. ઉપર કહી એ પ્રકારની સ્વતંત્ર તત્ત્વજિજ્ઞાસા ને નિરપેક્ષ સાધનાની બાબતોમાં કબીર નાનક મળતા આવતા હોવાથી જ, કબીરને નાનક જોડે ગોષ્ઠિ કરતો કદાચ લોકમાનસે ચીતર્યો છે. એમના શિક્ષણ વિષે ચર્ચા કરવાનું અહીં અસ્થાને છે. એટલું જ બતાવવાનો અહીં આશય હોઈ શકે કે, ગુરુ નાનક આપણી સંસ્કૃતિના જે સંઘર્ષકાળમાં જન્મ્યા, તેના સમન્વયના ખાસ પ્રશ્નના કાંઈક ઉકેલ કરવાનો પ્રારંભ રામાનંદે કર્યો અને ત્યાર પછી તેમના શિષ્યોએ અને મુખ્યત્વે કબીરે તે આગળ ચલાવ્યો હતો, અને એ વારસાનો ઉપયોગ ગુરુ નાનકે બરોબર યશસ્વી રીતે કર્યો હતો.

## ૮

## ગોરખનાથ અને નાનક

**ગોરખનાથનો યોગમાર્ગ**

ગુરુ નાનકના ઘડતરમાં આ બે ઉપરાંત એક ત્રીજો પ્રવાહ પણ મળે છે અને તે એમના પંજાબ પ્રાંતમાં જ મુખ્યપણે રેલાતો હોઈ અહીં ખાસ નોંધપાત્ર ગણાય. આ પ્રવાહ તે ગુરુ ગોરખનાથનો યોગમાર્ગ. ગુરુ ગોરખ ક્યારે થયા એ ચોકસ કહેવું અશક્ય છે. તેમાં વળી, માણસ જેમ મોટા તેમ આપણી કાલગણના વળી વધુ ગૂંચવણમાં પડે છે. તે માણસને અંગે અનેક લોકકથાઓ એવી તો વણાય છે કે પછી તેમાંથી કશો ચોકસ તાર જ શોધી શકાતો નથી. ગુરુ ગોરખ વિષે એવું થયું લાગે છે.

પણ એટલો અંદાજ કદાચ માનવા જેવો લાગે છે કે, તે રામાનંદ-યુગના જ એક મહાપુરુષ હતા. પણ એનો અર્થ માત્ર કાલગણના* પૂરતો જ સમજવો. કારણ કે, સાધના ને સિદ્ધાંતની બાબતમાં ગોરખ જુદા જ પડતા હતા. પણ તેઓ એક જમાનાના હશે તે, એ બે વચ્ચેની નીચેની સમાનતા પરથી લાગે છે: "ગોરખનાથના સિદ્ધાંતોનું એક મુખ્ય લક્ષણ એની સાર્વભૌમતા છે. તેમનો માર્ગ સૌ જાતો માટે ખુલ્લો હતો અને ખાનપાનમાં ખાસ ભારે આભડછેટ વગેરે કશું નહોતું. આ બેઉ બાબતમાં તે રામાનંદના વૈષ્ણવ માર્ગ સાથે બરોબર મળતો આવે છે. અને એ બેનું વધુ મળતાપણું એ પણ છે કે, બેઉ માર્ગના સાધુઓને 'અવધૂત' કહેવામાં આવે છે."[1]

**ગોરખમાર્ગ ને તેની અસર** ગુરુ ગોરખ શિવમાર્ગી હતા. મત્સ્યેન્દ્રના તે શિષ્ય ને ગોપીચંદ ભર્તૃહરિના ગુરુ તરીકે આજ પણ આપણે એમને ઓળખીએ છીએ. અને આ ચારે નામો

*કનિંગહામ એના 'શીખોના ઇતિહાસ'માં કહે છે (પા. ૩૪-૫) "તે જ (એટલે કે, રામાનંદના) સૈકામાં વિદ્વાન અને ઉત્સાહી ગોરખનાથે યોગ-સિદ્ધાંતને લોકોમાં—ખાસ કરીને પંજાબમાં—જાણીતો કર્યો હતો......ગોરખનો એવો ઉપદેશ હતો કે, સમાધિ અને ધ્યાનથી હલકામાં હલકી જાતના માણસનું શરીર પણ સૂક્ષ્મ થઈ શકે, અને ધીમે ધીમે તેના આત્માને પરમાત્મા સાથે એકતા મળે..."

૧. Ency. of Rel. & Eth.—vol. ૧૦, પાન ૮૩૪, બીજી કટારમાં નીચે જુઓ.

લોકમાનસમાં યોગની સાથે સંધાયેલાં હોય છે. સામાન્ય જનતા યોગ એટલે ચમત્કારશક્તિ, સિદ્ધિ ને એવી જ વાતો સમજે છે. અને આ ગુરુ ગોરખ વિષેના આપણા જ્ઞાનમાં જો સર્વસામાન્ય એવું કાંઈ હોય તો તે ભારે શક્તિવાળા, સિદ્ધ પુરુષ હતા,– એ છે. એમના પંથીઓને 'નાથ' કે 'કાનફટા' પણ કહે છે. તેઓ પાસે યોગની ગૂઢતાઓ હોય એમ સામાન્ય રીતે લોક માને છે. નાથ અને ગોરખ બેઉનો ઉલ્લેખ 'જપજી'માં આવે છે. તે પરથી સહજ અનુમાન કરી શકાય કે, ગોરખપંથીઓ નાનકના કાળમાં પંજાબમાં એક પ્રકારની ધાર્મિક અસર ધરાવનારા હશે.

**યોગમાર્ગના પ્રતિનિધિ ગોરખ**

ઉપર આપણે એક ખંડમાં જોઈ આવ્યા કે બૌદ્ધ, જૈન અને ભાગવત ધર્મ એમ ત્રણ ફાંટે હિંદુધર્મ ચાલતો હતો. તેમાં ભાગવત ધર્મના પ્રવાહમાં રામાનંદ ને કબીર આપણે જોઈ આવ્યા. યોગમાર્ગરૂપે બૌદ્ધ અને જૈન અસર આ ગોરખનાથમાં રહી હોય એમ લાગે છે. 'યોગ' શબ્દ આપણા ધાર્મિક શબ્દકોષમાં આજ તો સર્વમાન્ય થઈ ચૂક્યો છે. એની શક્તિ અને આકર્ષકતા જોઈને, સર્વ કોઈ પોતાના સાધના-માર્ગને યોગરૂપે વર્ણવે છે. ગીતાકારે તો તેવી રીતે વાપરવામાં બાકી જ રાખી નથી. એકાંતિક ભાગવત ધર્મે પણ પોતાની ભક્તિને 'ભક્તિયોગ' નામ આપ્યું. આમ છતાં યોગ દ્વારા સૂચિત થતી વસ્તુ, લોકોના ખ્યાલમાં બીજી જ કાંઈક હોય છે. ગુરુ ગોરખ પાસે એ વસ્તુ હતી, અને એ

તરીકે એ નામાંકિત થયેલા છે. આવો ગૂઢ પ્રકારનો યોગ બૌદ્ધોમાં પણ હતો. બુદ્ધે જ અનેક પ્રકારના યોગના ગુરુઓ પાસે ધક્કા ખાઈ ખાઈને છેવટે પોતાનો મધ્યમ માર્ગ મેળવ્યો હતો. ગુરુ નાનકે પણ કંઈક અંશે આ ગોરખ-પંથીઓમાં યોગની શોધ કરી નહિ તોય તે વિષેનું જ્ઞાન મેળવ્યું હશે એમાં શંકા નથી. તેમના 'આઈ-પંથ' ના સાધુ જોડે જ સંવાદમાં તેમણે જપજીની ૨૮-૨૯મી પૌડી કહી હતી એમ મનાય છે. ગુરુ નાનકે આ યોગી ને સિદ્ધોને પોતાના સિદ્ધિ-બળથી હંફાવ્યાની પણ અનેક લોકકથાઓ એમની પંજાબીમાં લખાયેલી જીવનકથાઓમાં ( એને 'જીવનસાખી' કહે છે. ) મળે છે.

**યોગમાર્ગનો અતિચાર** આ યોગમાર્ગી ગોરખપંથીઓ ઈશ્વર કે પરમાત્મા કરતાં પોતાના યોગના સાધનમાર્ગ પર જ વધારે ભાર ન દેતા હોય, એવું કાંઈક લાગે છે.* જૈનોમાં જેમ અહિંસાનો

---

* ગોરખનાથના તત્ત્વ વિષે વિચાર કરતાં એક વિચાર ટીપમાં જ કરી લેવો ઠીક પડશે:

જૈનો તેમના કર્મ માત્રને ગાળી નાખવાના ઝીણવટથી વિચારેલા યોગ પર મુસ્તાક છે. બૌદ્ધો તેમની આર્યવિધ સમ્યક્તા પર ભરોસો રાખતા લાગે છે. સાંખ્યવાદીઓ અને તેને મળતી યોગશાખાવાળાઓ તત્ત્વોનાં પીંજણ કરી કરીને જ્ઞાનનિષ્ઠા મેળવવા પર માતબર રહે છે. આ ત્રણે જાતની સ્વાવલંબી સાધનાઓ શ્રમણસંસ્કૃતિકાળમાં પ્રચલિત લાગે છે. તે કાળમાં, તેથી કરીને, વૈરાગ્ય અને સંન્યાસનો પણ મહિમા ભારે છે. ભાગવત ધર્મમાં પણ એ તો રહ્યાં છે. છતાં ભાગવત ધર્મે, ઉપરની શાખાઓમાં

તાર્કિક અતિચાર જોવામાં આવે છે, વૈષ્ણવોમાં ભગવાનની ભક્તિનો લાલનપાલનરૂપે ખરચળ અતિચાર જોવામાં આવે છે, તેમ જ આ યોગપંથીઓમાં શરીર તથા ચિત્તની શક્તિ અને શુદ્ધિ વિષે અનેક પ્રકારના અતિ-આગ્રહો અને અતિચારો અને તેને પરિણામે જડ પ્રમાદ પણ જોવા મળે છે. આવા પ્રકારના એકાંતિક અનુશીલનથી વિજ્ઞાન-શક્તિ વધે

---

જોયું તેવું, સ્વાવલંબન નથી સ્વીકાર્યું. તેણે ભક્તિને સાચું માનવરહસ્ય માન્યું છે, ને તેને બરોબર ખીલવવા પ્રયત્ન કર્યો છે. તેમ કરવામાં તેણે પૂજનઅર્ચન વગેરે વિધિનો એક ભારે મોટો ખટાટોપ કરી મૂક્યો છે, ને તેમાં અતિચારનો દોષ આવી ગયો છે, એમાં શંકા નથી. છતાં, એણે કેળવેલું 'ઈશ્વરપ્રસાદથી જ તરાય' એ તત્ત્વ ઉપરની ત્રણ શાખાઓમાં નથી. કેટલાક ખ્રિસ્તી લેખકોએ આ તત્ત્વ આપણે ત્યાં તેમના ધર્મમાંથી આવ્યું એવું ઠોકી બેસાડવા ગમતભરી માથાકૂટ કરી છે. પરંતુ, એમને જો નીચેનું એક માત્ર ઉપનિષદ-વાક્ય ખબર હોત તો આ પંચાતમાંથી તેઓ ઊગરી જાત:

यमेवैष वृणुते तेन लभ्यः,
तस्यैष आत्मा विवृणुते तनुं स्वाम्॥

આ આપણું વેદપ્રમાણિત તત્ત્વ ભક્તિ માર્ગે ખૂબ આગળ કર્યું. તેમાંથી સંતધર્મમાં ગુરુકૃપાનો વાદ પણ જન્મ્યો છે ને તેને શીખગુરુઓએ ઠીક ઠીક પુષ્ટ કર્યો છે, જોકે નાનકની માન્યતા ગુરુ એટલે ઈશ્વર એવી હતી. (જુઓ સુખમનીનો ઉપોદ્ઘાત પા. ૩૨ ને આગળ). આ પ્રકારે સાધક, ઉપર કહેલાં સ્વાવલંબી સાધનોથી સહજ આવી જતા અભિમાનને દૂર રાખી શકે છે ખરો. પણ તેમાં સાધનાનું બળ જવું રહી, તપસંયમાદિ ન રહી, માત્ર વેવલાપણું પણ આવી જાય છે, એ ભક્તિમાર્ગના

છે એમાં શંકા નથી. જેમ કે, આ યોગીઓએ અનેક ઔષધિઓ તથા અન્ય ઉપચારો શોધ્યા છે, એમ એમનાં યોગનાં વિધવિધ પુસ્તકો જોતાં લાગે છે; ચિત્તશાસ્ત્રને અંગે ચિત્રવિચિત્ર શોધો એમણે કરી છે; સમાધિની મસ્તી લાવવા ચિત્રવિચિત્ર માર્ગો પણ ખોળ્યા છે.

**નાનક અને બુદ્ધ**

પણ મોક્ષસાધન તરીકે આ બધાનો એવડો બધો ઉપયોગ ન ગણાય. તેથી જ, બુદ્ધને એમના જમાનાના યોગીઓ ન સંતોષી શક્યા. તેવું જ નાનકને એમના જમાનાના યોગીઓ વિષે અનુભવમાં આવ્યું હોય તો નવાઈ નહિ. બુદ્ધે એમના જમાનાના યોગીઓથી નિરાશ થઈ, ઈશ્વરશૂન્ય મધ્યમમાર્ગ યોજ્યો. યોગ એટલે જ સમત્વ, મધ્યમતા,

---

પંથમાં દૂષણ બતાવી શકાય. ખ્રિસ્તી ધર્મમાં પણ ઈશુશરણમાંથી એવું જ હાસ્યાસ્પદ ફળ આવ્યું છે. (જુઓ ગાંધીજીની આત્મકથા ભા. ૧, ૧૯૫ ૬) છેવટે, ક્યાંય પણ મધ્યમ માર્ગ જ સાચો છે. ગુરુ નાનકે ગોરખપંથીઓની પાસેથી સંયમ ને કડક સાધના લીધાં અને ભક્તો પાસેથી ઈશ્વરશ્રદ્ધા, નમ્રતા અને ઈશ્વરકૃપા લીધાં, અને એમ મધ્યમ માર્ગ યોજ્યો લાગે છે. સંન્યાસની બાબતમાં એમણે વિરોધ કર્યો. પોતે આખું જીવન સંન્યાસી તરીકે ફર્યાં, પણ જ્ઞાન-ને વયો-વૃદ્ધ થઈ કરતારપુરમાં ગૃહસ્થ બની રહ્યા ને પોતાના સંન્યાસપ્રેમી પુત્ર શ્રીચંદને ગુરુગાદી ન આપી, એમનો ગૃહસ્થાશ્રમ એટલે આજ સમજાય છે એમ ચેનબાજીનો પરવાનો નહિ, પણ કડક ને સંયમસિદ્ધ સમાજજીવન. આ વિચાર એમના જીવનને વિસ્તારથી જોતી વખતે આગળ એક ખંડમાં લંબાવીશું.

સમતોલપણું. છતાં તે જ વસ્તુ બુદ્ધકાલીન યોગીઓ પાસે નહોતી એ, ઉપર બતાવેલી અતિચારની વૃત્તિને જ સાબિત કરતું લાગે છે. નાનકે યોગમાર્ગ કે ગોરખનો આઈ-પંથ ને નાથનો વેશ ન ગ્રહણ કરતાં પ્રપત્તિયોગ શોધ્યો, ઈશ્વરને તેમાં મધ્યમાં મૂક્યો.* બુદ્ધ અને નાનકની સાધનાઓમાં આ ભેદ શાથી પડ્યો હશે એ એક રસિક શોધ છે. બુદ્ધધર્મને

---

* આપણે અહીં ચર્ચીએ છીએ તે વસ્તુને ડૉ. મોહનસિંગે તેમના 'પંજાબી સાહિત્યના ઇતિહાસ'માં પણ છેડી છે. તેમાંથી એક બે ફકરા ટાંકવા રજા લઉં છું:

નાનકની પહેલાંના યુગની સમીક્ષા કરતાં, ત્યારની ધાર્મિક સ્થિતિ વિષે તે કહે છે: "Pauranism shot through with Bodhisattva doctrines among the masses and Vedanta among the classes was the feature of Hindu Religious life on the eve of the Mahomedan conquest of the Punjab. Islam brought to the religious fund a certain asceticism and the idea of grace associated with the first phase of the Sufi movement. The objective of the Saint-poets and preachers of the pre-Nanak age seems to have been to mix the various elements of Buddhism, Pauranism, Upanishadism and Sufistic asceticism in due proportions, so that the resultant compound may rightly and fully serve the needs of changed political and social situations."

મહાપુરુષો આટલી બધી યોજના ને ઝીણવટ જોઈને પોતાનો માર્ગ ગોઠવે એમ હું માનતો નથી. તેઓ એક અગમ્ય પદ્ધતિએ અંતરનાદ ને સહજબુદ્ધિથી દોરાતા લાગે છે. આજના

ઓળંગીને ભાગવત ધર્મ આગળ વધ્યો હતો, તેમાં કદાચ બુદ્ધની શુષ્ક નિરીશ્વરતા જ કારણ નહિ હોય? નાનકના જમાના સુધીમાં બુદ્ધ અને મહાવીરને વૈષ્ણવોએ એક અવતારનું રૂપ આપી દઈ, ભાગવત ધર્મના વ્યાપક પ્રવાહમાં સમાવી લીધા હતા. એટલે, નાનકના કાળમાં ઈશ્વરને ઇન્કારીને સાધના શોધવાનો કદાચ પ્રશ્ન જ રહ્યો ન હોય. તેમાંય, ઇસ્લામના એક ઈશ્વરના ગર્જતા સાગર સામે તો એવો પ્રશ્ન ટકે જ કેમ? ત્યારનો પ્રશ્ન તો જુદો જ હતો; ને તે ઉકેલવા રામાનંદ, કબીર વગેરે જે રીતે મથ્યા હતા તે રીત સાચી હતી. ગુરુ નાનકે એ રીતને જ સહજ ભાવે અપનાવી, અને આ નિબંધના આદિમાં જે સમન્વય-પ્રશ્ન આપણે જોયો તેને ઉકેલવા પોતે જીવનભર મથ્યા.

---

યુગમાં આપણે ગાંધીજીનો પ્રત્યક્ષ દાખલો જોઈને પણ, આ બાબત તો સિદ્ધ થયેલી જોઈ શકીએ છીએ. આ મહાપુરુષો એટલા બધા શુદ્ધ, સ્વાર્થરહિત ને શૂન્યવત્ થયેલા હોય છે કે, સાચી સ્થિતિ પામવા ને તેને અનુરૂપ જીવન ગોઠવવા એમને, આપણે વિચારતી વેળા કરીએ છીએ એવી, માનસિક કસરતો નથી કરવી પડતી. આરસીમાં મોં દેખાય તેમ તેમના હૃદયમાં સત્યની પ્રતીતિ પડે છે. અને એવી રીતે પડી શકે છે એ જ એમની ધડો લેવા જેવી વસ્તુ છે, એમાં જ એમની મહત્તા છે. રામકૃષ્ણને એમને વિષે કહેલું વાક્ય (જુઓ પા. ૫૧) અને ગાંધીજીના પ્રત્યક્ષ પુરાવા ઉપરાંત તે વિષે વધુ કહેવાની જરૂર નથી રહેતી.

આ ઉપરાંત બૌદ્ધ અને ભક્તિમાર્ગની કેટલીક બાબતોની સરખામણીને અંગે ડૉ. મોહનસિંગે તેમના ઇતિહાસમાં પા. ૧૫-૬ પર રજૂ કરેલી વિગતો પણ જિજ્ઞાસુ વાચકને રસ પડે એવી છે, તે ત્યાં જુએ.

**હિંદના મહાપુરુષોનું લક્ષણ**

આહીં આગળ એક વસ્તુની ચોખવટ કરવી જોઈએ ખરી, કે આ બધા મહાપુરુષો, આજ એમને વિષે વિચાર કરતાં જે જે મુદ્દાઓ આપણે જોઈએ છીએ, તે જોઈને ને તે પ્રમાણે યોજનાપૂર્વક પોતાનું જીવન ને કાર્ય ઘડતા હતા એમ જો માનીએ, તો આપણે આ મહાપુરુષોને સમજતા જ નથી એમ કહેવાય. એમનું વ્યક્તિત્વ જ એ જાતનું નથી હોતું. તેઓને વિષે હમણાં ડૉ. રાધાકૃષ્ણને એક નિરૂપણ કર્યું છે તે એવું તાદૃશ છે કે તે જ અહીં ઉતારું છું:

"હિંદના ઇતિહાસના આદિકાળથી એક વસ્તુ સતત જોઈ શકાય છે અને તે એ કે, હિંદે સૈનિકો કે રાજપુરુષોને, વૈજ્ઞાનિકો કે ઉદ્યોગપતિઓને પૂજ્યા કે આદર્શ તરીકે આરાધ્યા નથી. અરે, કવિ અને ફિલસૂફોને પણ એવું માન એણે નથી આપ્યું. આ બધા વર્ગો જગત પર પોતાની અસર વાણી કે કાર્ય દ્વારા પાડનારા છે. પણ હિંદે જેમને પૂજારાધ્ય ને આદર્શ માન્યા છે તે તો એ વિરલતર અને વિશુદ્ધતર આત્માઓ, કે જેમની મોટાઈ તેઓ શું કરે છે તેમાં નથી હોતી, પણ તેઓ જેવા છે તેની જ પર હોય છે. દેશના જીવન અને વિચાર પર એમણે અનંતતાની મહોર પાડી હોય છે; જગતમાં એમણે સૂક્ષ્મ એવા ભલાઈના બળમાં ઉમેરો કર્યો હોય છે. ધન, સત્તા, કીર્તિ અને ભોગ પાછળ પડેલા જગતને તેઓ સૂક્ષ્મ એવા સાંપરાયની સત્યતા બતાવે છે અને આધ્યાત્મિક

જીવનની હાકલ કરે છે. એમનો આત્મ-સંયમ અને ઇંદ્રિયજય, વિચિત્ર લાગે એવું ઊંડું એમનું ગંભીર ડહાપણ, એમનો સૂક્ષ્મ ને સુંદર વિનય, એમની નમ્રતા અને સહૃદયતા, એમનો અપાર મનુષ્યપ્રેમ — આ બધું એ જાહેર કરે છે કે, મનુષ્યનું જીવનસાફલ્ય પોતાને જાણવામાં અને તે દ્વારા, જેનો પોતે અંગરૂપ છે એવા સાર્વભૌમ જીવનને પરિપુષ્ટ કરવામાં છે." *

## ૯

## ગુરુ નાનકની જીવનકથા

ગુરુ નાનક આપણા દેશના આવા વિરલ મહાપુરુષોની પરંપરામાંના એક હતા. સમન્વયનું કાર્ય સમન્વિત વ્યક્તિત્વથી જ થઈ શકે. એ કાર્ય રસાયનનું નથી કે તેનું સૂત્ર વિચારીને પ્રયોગ કરી શકાય. કે એ શિસ્ત કે સંગઠનનું પણ નથી, કે તે સેનાપતિ કે સંગઠનકાર કરી શકે, જોકે એ બે વસ્તુઓ આવા પુરુષોના જીવન બાદ ઉત્પન્ન થઈને એમના કાર્યને આગળ ધપાવે છે, ને પરિણામે તેને કાંઈક જડ ને મર્યાદિત કે કુંઠિત પણ કરે છે. તેમાં તર્ક કે પાંડિત્ય પણ કામ નથી દેતું. આવા મહાપુરુષોને નસીબે કદાચ તેની તો સામે જ થવાનું લખાયું હોય છે. આ પુરુષો એમના આરસી જેવા હૃદયની પ્રતીતિમાંથી નવું જ જીવન, નવી જ માનવમૂર્તિ ખડાં કરે છે, અને તે પોતાના જ જીવન-જોરે, તેની મીઠાશથી, તેની

* મૂળ અંગ્રેજી ( Hib. Journal, ઑક્ટોબર, '૩૬ના પાન ૨૬ ) પરથી.

ગુફામાં ગુપ્તપણે. તેના જ પોતાના સૂક્ષ્મ પ્રવર્તક બળથી. એમને તો એ વાતની ખબરે નથી હોતી. તેઓ તો પોતાની સાદી, સરળ શ્રદ્ધાથી જીવનમાં ચાલ્યા જાય છે. ગુરુ નાનકનું જીવન એવી અનન્યતાવાળું ને સૂક્ષ્મ બલપ્રદ હતું.

**મહાપુરુષ અને ચમત્કાર** આવા વિરલાત્માઓના જીવન બાબત એક વસ્તુ સર્વત્ર સ્વાભાવિક રીતે બને છે, અને આપણે ત્યાં તો ખાસ તેમ બને છે, અને તે એ કે એમના જીવનને ચમત્કાર અને ગૂઢતામાં મંડોવાઈ દેવાય છે. ભક્તિભાવ જમાવવાનો આ સરળ સીધો પ્રકાર મધ્ય યુગમાં તો સાર્વત્રિક હતો. નાનકના જીવન વિષે પણ એમ બનેલું લાગે છે. અનેક પ્રકારની એટલી બધી ચિત્રવિચિત્ર કથાકહાણીઓ પંજાબની શ્રદ્ધાળુ શીખ પ્રજાએ એમના દેવ તુલ્ય ગુરુની આસપાસ રચી છે કે, તેમાંથી ઐતિહાસિક સત્ય જેને આજ આપણે સમજીએ છીએ તે વીણી કાઢવું અઘરું છે. પરંતુ તે બધામાં જેને આપણે 'પૌરાણિક' સત્ય કહી શકીએ એવું સનાતન નીતિતત્ત્વ કે લોકગમ્ય સત્ય જરૂર હોય છે. આ નિબંધમાં આ બધી સાહિત્યસામગ્રીમાં પડવાની જરૂર નથી; કે નથી મારી પાસે તે બધામાં પડવાની તૈયારી કે સાધન.* અહીં આપણે ગુરુ નાનકની ટૂંક સમીક્ષા, આ નિબંધની મર્યાદામાં રહીને, કરીએ તો બસ થશે.

---

* જિજ્ઞાસુ વાચક આવી સામગ્રી કાંઈક "મહાન શીખ ગુરુઓ" એ ગ્રંથમાંથી મેળવી શકે.

**માતાપિતા અને બાળપણ**

નાનકનો જન્મ લાહોર પાસે તલવંડી કરીને ગામમાં[1] ઈ. સ. ૧૪૬૯માં થયો હતો. આ ગામને આજ નાનકાના તરીકે ઓળખવામાં આવે છે અને તે શીખોનું એક પવિત્ર યાત્રાધામ મનાય છે. તેમના પિતાનું નામ કાલુરામ; માતાનું નામ તૃપ્તા. કાલુરામ જાતે ક્ષત્રિય હતા, અને પોતાના ગામમાં ખેતી ઉપરાંત નાની દુકાન ચલાવતા અને ત્યાંના જાગીરદારની મુનીમી કરતા. દરેક મોટા ધર્મપુરુષના બાળપણ વિષે અનેક અદ્‌ભુત કથાઓ હોય છે એમ નાનક વિષે પણ ઘણી છે: પાંચ જ વર્ષની ઉંમરે તે અગાધ જ્ઞાનગોષ્ઠિઓ કરતા; અને નિશાળે બેસાડ્યા ત્યારે શિક્ષકને જ[2] શિખવાડવા લાગ્યા! કક્કો

---

૧. જન્મસ્થાન બાબત ઇતિહાસકારોમાં વાદવિવાદ છે. પણ, ઘણા તલવંડી સ્વીકારે છે. શ્રી. કલ્યાણજી મહેતાએ નાનકના મોસાળ 'કનાકચ' ગામને, જન્મસ્થાન કહ્યું છે. (જુઓ 'મહાન શીખ ગુરુઓ' પા. ૮ મું).

શીખપ્રજાનો ઇતિહાસકાર કનિંગહામ જણાવે છે કે, નાનકના પિતા તલવંડીના હતા ખરા; પરંતુ એમની માતાને પિયેર એમનો જન્મ થયેલો એવી હકીકત પણ મળે છે. આપણામાં પ્રસૂતિવેળા સ્ત્રી પોતાને પિયેર જવું પસંદ કરે છે એ બીનાની નોંધ લઈ, 'નાનક' શબ્દની વ્યુત્પત્તિનો આધાર પણ ટાંકે છે. આ વિષે રસવાળા વાચક તે પુસ્તકનું પા. ૩૯ જુએ.

મૅકોલિફ તલવંડીને જ જન્મસ્થાન બતાવે છે ને મોટે ભાગે તે જ મનાય છે.

૨ પ્રહ્લાદને વિષે પણ એમ જ મનાય છે. અને ઈશુખ્રિસ્તે પણ આમ જ કક્કાના દુહા કહેલા એવું એક એના જીવનકથાકારે લખ્યું છે.

શીખવવા જતાં શિક્ષકને જ એમણે કક્કો ગાઈ સંભળાવ્યો, જે 'પટી લીખી' નામે ગ્રંથસાહિબમાં મળી આવે છે. કક્કાનો અક્ષર લઈ લઈને બોધક દુહા રચવાનો રિવાજ મધ્યકાલીન કવિઓમાં સર્વત્ર જણાય છે. તેવા જ આસા રાગના દુહા આ 'પટી લીખી' છે.

**નાનપણથી સંતસમાગમ** નાનકે શાલીન શિક્ષણ બહુ લીધું હોય એમ લાગતું નથી. કેમ કે, થોડાં જ વર્ષો પછી તે નિશાળે જતા બંધ થયા લાગે છે. એમનું ખરૂં શિક્ષણ તો બીજે જ થતું હતું: નાનક પરિવ્રાજક સાધુસંતોમાં ત્યારથી જ ખૂબ જતા થયા હતા. આખા દેશમાં ભ્રમણ કરનારા આ લોક તે કાળમાં અનેક પ્રકારના સામાજિક અને ધાર્મિક તથા તાત્ત્વિક જ્ઞાનના સહજ શિક્ષકો હતા. અને ગુરુ નાનકે ખરું શિક્ષણ અહીંથી જ એકઠું કરવા માંડ્યું હશે.

**નાનક વિષે માબાપની ચિંતા** પરંતુ, માબાપની ચિંતા તો વધી: સાધુસંતોમાં જ દિવસ નિર્ગમન કરનાર છોકરાના ભવિષ્ય વિષે કાલુરામને ચિંતા થઈ. ગામના જાગીરદાર રાય બૂલરે કહ્યું, 'જો નાનક ફારસી શીખે તો તમારી મુનીમી દીકરાને પણ આપું!' તેથી નાનકને ફારસી શિક્ષક પાસે મોકલ્યા એમ મનાય છે. ત્યાં પણ ફારસી કક્કાના દુહા ગાયા ને તે દુહા સ્વતંત્રરૂપે (એટલે કે, ગુરુગ્રંથમાં તે નથી.) આજ શીખોમાં પ્રચલિત છે. ત્યાં કેટલું ફારસી ભણ્યા હશે એ તો કહી નથી શકાતું. પરંતુ તેમનાં ભજનોમાં

ફારસીની અસર સારી પેઠે છે. મુસલમાન ફકીરોના સંસર્ગને લીધે પણ તે ભાષાનું અમુક જ્ઞાન તો મળ્યું જ હશે.

**ઉપવીત અને લગ્નસંસ્કાર**

નાનકને શિક્ષણ આપવામાં કાલુરામ ન ફાવ્યા લાગે છે. કેમ કે, પછી નાનકને એમણે ઢોર ચારવા મોકલવા માંડ્યા એવી હકીકત છે. ત્યાં પણ, જુદા જ નાદમાં પડેલા આ બાળકે બહુ ધ્યાન આપ્યું નહિ. 'નવ વર્ષે જનોઈ દેવાનો વખત આવ્યો, ત્યારે નાનકે કાંઈક વિરોધ કર્યો લાગે છે. રૂઢિ અનુસાર કાલુરામે પ્રસંગ ગોઠવ્યો, પણ નાનકે બ્રાહ્મણને પૂછ્યું, "આ દોરો શું કામ પહેરાવો છો?" બ્રાહ્મણે તેનો સામાન્ય ઉત્તર આપ્યો, ત્યારે નાનકે કહ્યું :

"દયારૂપી કપાસ ને સંતોષરૂપી સૂતર; સત્યરૂપી વળ અને સંયમરૂપી ગાંઠ — એવી જનોઈ આત્માને તો શોભે. હે પંડિત, એવી જનોઈ તમારી પાસે હોય તો મને પહેરાવો. તે ન બળી શકે, બગડી શકે, કે તૂટી યા ખોવાઈ જઈ શકે. એવી જનોઈ પહેરનારને ધન્ય છે. બાકી, તમે તો ચાર કોડીની જનોઈ બજારમાંથી લાવી, આ ચોરીમાં બેસી મને પહેરાવો છો, ને કાનમાં ફૂંક મારો છો કે બ્રાહ્મણ તારો ગુરુ છે! એવી જનોઈ તો મરણ વેળા અહીં જ રહી જાય છે. . . ."*

* આ ભજન ગ્રંથસાહેબના 'આસા-દી-વાર'માં ૧૫મી પૌડી તરીકે છે. આ ઉંમરે જ એમણે આ ભજન કહ્યું હશે કે એ ભજનને યોગ્ય ઉપદેશ આપવા પાછળથી ગોઠવણી થઈ હશે એ પ્રશ્ન તો થાય છે. પણ આ ઉપરથી એટલું માનવાને હરકત

ઉપનયન-કાળ પત્યા પછી લગ્ન-સંસ્કારનો વખત આવ્યો. અને કાલુરામે તે સંસ્કાર પણ હિંદુ રૂઢિ પ્રમાણે યોગ્ય કાળે ઊજવ્યો. પ્રથમ પોતાની દીકરી નાનકીને સુલતાનપુરના બાદશાહી અમલદાર, જયરામ જોડે પરણાવી. બાદ, ચૌદેક વર્ષના નાનક હશે ત્યારે, સુલખણી નામની કન્યા સાથે એમનું લગ્ન કરવામાં આવ્યું. આ પછી નાનક 'સુધરશે' એમ માતપિતાએ કદાચ માન્યું હશે. પણ નાનકે તો એકે ધંધામાં ચિત્ત ન ચોંટાડયું ને કાલુરામ ને બધું કુટુંબ નાનકથી થાકયું. એમ લાગે છે કે, ગામનો જાગીરદાર રાય બૂલર અને નાનકીનો પતિ જયરામ નાનક વિષે આવા નિરાશ થયા નહોતા. જયરામે સહાનુભૂતિથી નાનકને પોતાની સાથે સુલતાનપુર લઈ જવાનું ગોઠવ્યું ને નાનક કુટુંબને છોડી તથા રાય બૂલરની સંમતિ સાથે સુલતાનપુર ગયા. આ વખતે એમને બે પુત્રો હતા — શ્રીચંદ અને લક્ષ્મીદાસ. તેમને પણ તલવંડીમાં જ પત્ની સાથે તે મૂકતા ગયા.

**સુલતાનપુર બનેવીને ત્યાં જાય છે**

સુલતાનપુરમાં, જયરામની સિફારસથી, નાનકને કોઠારીનું કામ સોંપવામાં આવ્યું. અને એમ, એક પ્રકારનું સ્વતંત્ર જીવન નાનકે શરૂ કર્યું. સાધુસંતોના સમાગમમાં રહેવાનું અહીં પણ ચાલુ જ હતું.

---

નથી કે, બાળક નાનકને આ પ્રચલિત રૂઢિઓ વિષે, આજ આપણા જમાનાનાં બાળકોને જેમ લાગે છે તેમ, પ્રશ્નો તો હશે જ. રામાનંદ ને કબીરનો એ યુગ હતો એ યાદ રાખવું જોઈએ.

પરંતુ, પોતાનું કામ તે સંતોષપ્રદ રીતે અદા કરતા. કોઠારીના કામમાં આવશ્યક એવી પ્રામાણિક શુદ્ધતા આ ઓલિયા પુરુષમાં સહેજે મળી હશે. અને એના સાધુપ્રેમથી લોકોમાં તે પંકાયા હશે એ પણ બનવા જોગ છે. સુલતાનપુરનો સૂબો એમના પર પ્રસન્ન રહેતો ને એમના કામથી એને સંતોષ હતો. એટલે સુધી કે, સાધુપ્રેમથી ખેંચાઈ જઈ, નાનકે એક વાર સરકારી કોઠારમાંથી જ માલ દાન કર્યો, તોપણ સૂબાએ એમની કદર કરી માફી બક્ષી.*

## ૧૦

## ગુરુ નાનકનો જ્ઞાનોદય

**સુલતાનપુરમાં ઠેકાણે પડે છે** સુલતાનપુરનો ગુરુ નાનકનો સ્વતંત્ર જીવનકાળ તેમના આયુષનો મહત્ત્વનો કાળ છે. તે જ સમય દરમ્યાન તેમણે પોતાની જીવનદિશા જોઈને તે પંથ ગ્રહણ કર્યો. ઉપર આપણે જોયું કે, સુલતાનપુરમાં તે બાહ્યતઃ ગોઠવાઈ

---

* આ પ્રસંગને અંગે ભાવિક લોકોએ એવી વાત રચી છે કે, સૂબાએ ગુસ્સે થઈ માલની તપાસ કરવા કહ્યું, તો ચોપડા ચોખ્ખા જોવા મળ્યા અને તે પ્રમાણે માલ બરોબર નીકળ્યો. પણ સાદી વાત એટલી જ લાગે છે કે, નાનકે સાધુઓને દાન કર્યું, એટલે ગોટાળાની વાત તો નહોતી જ. અને નાનકની પ્રામાણિકતા તો સિદ્ધ જ હતી. એટલે સૂબાએ એ વસ્તુ

ગયા હતા ને તેથી કદાચ એમનાં માતાપિતા શાંત થયાં હશે. આ કાળમાં તેમની પત્ની તથા બે દીકરા (કેટલાક કહે છે એમને દીકરી પણ હતી.) અહીં આવી ગયેલાં કે પોતે બહેન નાનકીને ત્યાં જ રહેતા હતા એ જાણવા મળતું નથી. પરંતુ દુન્યવી ખ્યાલે જોતાં તે થાળે પડ્યા હતા એમ કહેવાય. આ થવામાં રાય બૂલર અને જયરામની સહૃદયતા ને સહાનુભૂતિનો મોટો ફાળો હતો. તેમાં વળી સુલતાનપુરનો સૂબો પણ ભળ્યો એટલે, બધી રીતે, દુનિયા જેને સુખી કહે, તેમ નાનક ગોઠવાયા હતા. પરંતુ અંતરમાં તેમનું મંથન ચાલુ જ હતું. સુલતાનપુરના સ્વતંત્ર જીવનથી આ મંથન હવે ચોક્કસ રૂપ પકડવા લાગ્યું. સંતસમાગમ એમનો નિયમિત ચાલતો હતો. ભાઈ મરદાના, કે જે ગુરુનો સારંગીવાળો બની આખું જીવન સાથે ફર્યો, તે તેમને આ કાળમાં જ આવી મળેલો.

**ત્યાંની દિનચર્યા**

એવી રીતે બીજા પણ શ્રદ્ધાળુ જીવો રોજ સાંજે ભેગા મળતા ને ભગવત્‌ચિંતન કરતા. મરદાનાને અને તેમાંના કેટલાકને તેમણે પોતાની સિફારસથી સૂબાની નોકરીમાં લેવડાવ્યા હતા. પ્રાતઃકાળનો સમય સ્નાન સંધ્યા ને ધ્યાનમાં તે ગાળતા. દિવસે કોઠારનું કામ સંભાળતા. આ વખતે એમની ઉંમર પણ ભરજુવાનીની હતી. અને આટલા વખતમાં એમણે પોતાની આસપાસનું જીવન ઠીક ઠીક જોઈ લીધું હતું એ પણ સહેજે આપણે અનુમાન કરી શકીએ. એ વિષે એમના મનમાં કેટલીય શંકાઓ અને

પ્રશ્નો ઊઠ્યા હશે, તે તો તેમની બાળપણની ને જનોઈની વાતો પરથી સહેજે લાગે છે. રામાનંદ અને કબીરે જગવેલાં અનેક મંથનો આ સંતસમાગમપ્રિય બાળકને કાને સહેજે આવી ચૂકેલાં એમાં શંકા નથી. રાજકાળની સ્થિતિ જોઈએ તો તે પણ કોઈ રીતે સમાધાનકારક તો નહોતી જ. એ બધું જોઈને આ અંતર્જાગ્રત પુરુષ સત્યની સ્થિરતા ખોળવા લાગ્યો હશે. અને એ એને આ તેમના સુલતાનપુરના નિવાસકાળમાં મળી. એની કથા મૅકોલીફે જેવી સંઘરી છે તે પરથી ટૂંકમાં નીચે કહી જાઉં છું. એ જાતની જ વાત આપણા નરસિંહ મહેતાના જ્ઞાનોદયની પણ છે.

**જ્ઞાનોદયની પ્રસંગકથા**

નાનક સવારે સ્નાનસંધ્યા કરવા રોજ નદીએ જતા. એક દહાડો તે પાછા ન આવ્યા, તે પરથી લોકોએ માન્યું કે તે ડૂબી મર્યા. પરંતુ સ્નાન કરી તે નદીપારના જંગલમાં ચાલ્યા ગયા હતા. અને ત્રણ દિવસે ત્યાંથી પાછા આવ્યા. આ પ્રસંગને દિવ્યતા આપી, જેમ નરસૈંયો શિવ પાસે ને ત્યાંથી વિષ્ણુ પાસે જઈ લીલા જોઈ આવ્યો તેમ, નાનકને વિષે વર્ણન છે. એ બધું આપણે અહીં છોડી દઈએ. ટૂંકમાં, શાંત ચિત્ત થયે ત્રણ દિવસ બાદ તે પાછા વસ્તીમાં આવ્યા. આ ત્રણ દિવસ દરમ્યાન જ તેમના જ્ઞાનના નિશ્ચયરૂપ 'જપજી'નો આદિ શ્લોક તે બોલ્યા હતા એમ કહેવાય છે.

**પછીનો પહેલો ઉદ્ગાર** — વસ્તીમાં આવ્યા ત્યારે લોકો આશ્ચર્યચકિત થઈ ભેગા થયા. સૂબો દોલતખાન પણ આવ્યો. પણ નાનક તો અવાક જ રહ્યા. લોકે માન્યું કે, તેમને ભૂત વળગ્યું છે! એટલે, તેને ઉતારવાના પ્રયત્ન શરૂ થયા. તેમાં નહિ ફાવ્યા ત્યારે કેટલાકે કહ્યું, તે ગાંડા થઈ ગયા છે. પણ નાનક તો અવાક રહી ફકીરનો વેશ ગ્રહણ કરી લીધો ને બીજે દિવસે પહેલું વાક્ય બોલ્યા તે એ કે, "કોઈ હિંદુ નથી કે મુસલમાન નથી." આ વાક્ય એમના ઉપદેશની શરૂઆત ગણાય. એ ટૂંકા સરખા વાક્યમાં નાનકના અત્યાર સુધીના મનોમંથનની સૂત્રાત્મક મર્મકથા પણ આવી ગઈ. તે સત્યની શોધમાં હતા: એમના જપજીની ભાષામાં કહું તો,

> માનવી શું કરે ત્યારે? સત્યમાં શે રમી શકે?
> શું કર્યે તૂટશે ઘોર કૂડ અજ્ઞાનના થર?

આ એમને મોટી ગૂંચ હતી. અને એ ગૂંચનો ઉકેલ નહોતો ત્યારના હિંદુ પાસે કે નહોતો ત્યારના મુસલમાન પાસે. ત્યારની ધાર્મિક સ્થિતિની આનાથી કડવી ને કઠોર ટીકા બીજી હોઈ ન શકે. પરંતુ તે સત્ય હતી એમાં શંકા નથી લાગતી. આવા જ પ્રકારની એક અકળામણને પ્રસંગે ગાંધીજીએ આજની આપણી ધાર્મિક સ્થિતિ વિષે આવો જ ઉદ્ગાર કાઢ્યો હતો તે અહીં યાદ આવ્યા વગર નથી રહેતો:

"આજે તો એમ દેખાય છે કે, ઈશ્વરને આપણે આપણા ઘરમાંથી કાઢી મૂક્યો છે. તેને ફરીથી આપણા હૃદયના

સિંહાસન ઉપર સ્થાપીએ એ જ મારી પ્રાર્થના."

('નવજીવન' તા. ૨૧-૯-'૨૪)

નાનકના આ સૂત્રાત્મક વાક્યનો એવો અર્થ પણ બેસાડવામાં આવે છે કે, હિંદુ, મુસલમાન ઇ૦ નામો પાડી મનુષ્યના તફા પાડવા એ ખોટું છે, કેમ કે મનુષ્યમાત્ર એકસમાન છે. ગુરુ નાનકના ઉપદેશનું આ એક મુખ્ય ને મહાન તત્ત્વ હતું, એટલે આ અર્થ પણ ગ્રાહ્ય છે જ. સત્યની ઉપાસના કરવામાં, હિંદુ શું કે મુસલમાન શું, સૌ સમાન છીએ કેમ કે સદ્‌ગુરુની શિક્ષા મળે તો તો એ ઝઘડો જ ન રહે. ઈશ્વરનો અંશ અમુકમાં છે અને અમુકમાં નથી એવું ઓછું જ છે!

આમ છતાં, ત્યારના સમાજમાં બે ભાગ પડ્યા હતા અને તેઓ ઝઘડતા હતા. એ પરિસ્થિતિમાં ઉપરનું વાક્ય તેની કડવી ટીકા પણ હતી જ. અને એનો પુરાવો પણ મળે છે, કેમ કે કાઝીઓમાં એ સાંભળીને વિરોધ જાગ્યો!

મુસલમાન કાઝી નાનકની આ ટીકાથી ગુસ્સે થઈ ગયો ને તેણે એનો જવાબ માગ્યો. પણ આ જ્ઞાન-તેજથી પ્રભાવિત સંત આગળ કાઝીની ખાલી ફરિયાદથી શું ચાલે? સૂબા અને અન્ય મુસલમાનો સમક્ષ નાનકે ભજનો ગાઈને સાચા મુસલમાનનું નિરૂપણ કર્યું તે જોઈ તે સૌ નાનકને નમી પડ્યા. સાક્ષાત્કારનું તેજ જ્યાં ઝળકતું હોય ત્યાં પ્રતીતિ પડવામાં વાર શી? અહીંથી હવે ગુરુ નાનકનો લોકગુરુ તરીકેનો ભ્રમણકાળ શરૂ થયો.

## ૧૧

# નાનકને ગુરુ હતા?

ગુરુ નાનકના આ બોધિકાળને અંગે 'Evolution of the Khalsa' Vol. I. ના કર્તા શ્રી. ઇંદુભૂષણ બેનરજી એક વાત રજૂ કરે છે તે અહીં જોવી ઘટે. એક ગ્રંથના ઇસારા પરથી ને, ખાસ કરીને તો યુરોપીય મહાયુદ્ધ વેળા મેસોપોટેમિયા ગયેલા શીખ સેનાપતિઓને બગદાદમાંથી મળી આવેલા એક સ્થાન ને તે જગાના લેખ પરથી, આ લેખક કહે છે કે, ગુરુ નાનકની ઉપર ગુરુ મુરાદ કરીને એક ફકીરનો પ્રભાવ પડ્યો ને તેને લઈને તેમનું આ જીવન-પરિવર્તન થયું. (જુઓ એ પુસ્તકનાં પાન ૭૦–૭૩ ને આસપાસ) આ વસ્તુ કેટલે અંશે સાચી માનવી એ કહેવું મુશ્કેલ છે. ગુરુ નાનકનાં લખાણો ને ઉદ્ગારોમાં આ નામનો કૃતજ્ઞતાભર્યો ઉલ્લેખ મળે છે? તો કદાચ તે આ વાતનો માનવા જેવો પુરાવો ગણાય.

શીખધર્મી કદાચ આમ ગુરુ નાનક કોઈના શિષ્ય હતા એમ માનવા તૈયાર ન થાય, કેમ કે દરેક સંપ્રદાયો પોતાના મૂળ-પુરુષને અપૌરુષેય નહિ તોય સ્વયંજ્ઞાની કે સીધો પ્રભુ પાસેથી જ્ઞાન પામતો બતાવવા ચાહે છે. અને એ વસ્તુ તત્ત્વતઃ સાચી પણ છે, કેમ કે આધ્યાત્મિક જ્ઞાન સીધું અંતરમાંથી જ જન્મે છે; ગુરુ શાસ્ત્ર સૌ તેનાં બાહ્ય નિમિત્ત માત્ર જ હોય છે. એવા બાહ્ય નિમિત્ત તરીકે નાનકનો કોઈ ગુરુ હતો કે નહિ એ પ્રશ્ન ઐતિહાસિક રીતે જરૂર ઊઠે. અને

એવો ગુરુ હોવાથી નાનકની મહત્તામાં કાંઈ ઊણપ આવે એવું માનવાનીય જરૂર નથી. જીવનની નાજુક ઘાંટી વખતે કોકના વાક્યથી, સંસર્ગથી કે સહવાસથી અજબ આશ્વાસન મળ્યાના દાખલા ધાર્મિક ઇતિહાસમાં ઓછા નથી. અને એ કોકને "ગુરુ" કહેવાની પણ જરૂર નથી. આધ્યાત્મિક જીવનપલટાના પ્રસંગો એવા ગૂઢ અને આત્મગમ્ય હોય છે કે એનું ઝીણવટથી પૃથક્કરણ અશક્યવત્ હોય છે. ઈશુ ખ્રિસ્તના ૪૦ ઉપવાસ; મહંમદના એને જ મળતી એકાંતવાસ ને રોજાની કથા; બુદ્ધનો ૧૮ દિવસનો અગમ્ય સાધના-કાળ;—તેવા જ પ્રકારનો નાનકનો આ ત્રણ દિવસનો ગાળો લાગે છે. તે દરમ્યાન તેમને કોઈ સંત મળ્યા પણ હોય.* તેમનો નિશ્ચય બનવામાં તે નિમિત્ત થયા પણ હોય. એક વસ્તુ ચોક્કસ કે, આ ત્રણ દિવસો નાનકના જીવનમાં ક્રાંતિના હતા: ત્યાર બાદ તેમણે સંન્યાસીનો વેશ લીધો, નોકરી છોડી, સુલતાનપુર છોડ્યું; અને ખાસ તો એ કે, જીવનકાર્યનો માર્ગ નક્કી કરી લીધો. હવે પછી તે સ્થિર પગલે આખા જગતમાં ભમે છે, સંત સાધુઓ ને ફકીર દરવેશોને મળે છે, જ્ઞાનગોષ્ઠિઓ કરે છે, તીર્થાટન કરે છે. જે જ્ઞાનનિશ્ચિતિ પોતાને થઈ છે તેને પરિપક્વ કરે છે—લોકનિરીક્ષણ કરીને પ્રગલ્ભ ને સમૃદ્ધ કરે છે. હવે પછી જ તેમની લોકગુરુ તરીકેની કારકિર્દી શરૂ થાય છે.

---

* બુદ્ધના મહાભિનિષ્ક્રમણને ટાંકણે એક શ્રમણ એમને મળ્યો ને તે મેળાપથી છેવટનો એમનો નિશ્ચય થયો, એમ કથા છે. તે પણ અહીં સરખાવવા જેવી છે.

## ૧૨

## લોકગુરુ નાનક

**ભ્રમણનો આરંભ** ગુરુનો સુલતાનપુરનો નિવાસ તેમની ૨૫ વર્ષની ઉંમરના અંદાજે પૂરો થયો હશે. ત્યાર પછીથી તે પોતાની ઉત્તરાવસ્થામાં નિરાંતે કરતારપુર ગામ વસાવીને સ્થિર થયા ત્યાં સુધીનો બધો કાળ તેમણે દેશાટનમાં કાઢ્યો એમ પુરાવા મળે છે. તેમની ‘જનમસાખી’ઓ એને એક મહાન આધ્યાત્મિક દિગ્વિજયરૂપે વર્ણવે છે. જ્યાં જ્યાં તે ગયા ત્યાં ત્યાંની પરિસ્થિતિ તેમણે જોઈ, અને તેમાં તે જીત્યા, એમ જ ટૂંકમાં એ બધી કહે છે. આ ભ્રમણોનાં વર્ણનોમાં કાલક્રમનો ખ્યાલ પણ એવો ગૂંચવાયેલો છે કે પાશ્ચાત્ય કેટલાક વિદ્વાનો તો એમ જ માને છે કે, નાનકે આટલું બધું ભ્રમણ કર્યું જ નહિ હોય. પરંતુ, એક સામાન્ય લાગતી અસંભવિતતા ઉપરાંત એમની પાસે, એમ માનવાનું બીજું કાંઈ કારણ લાગતું નથી. “The Evolution of the Khalsa” નો કર્તા આ વસ્તુ માનતો નથી અને બધી ગોટાયેલી વિગતોમાંથી તે એક ક્રમબદ્ધ ઇતિહાસ રજૂ કરે છે. આ બધાં સ્થાનોએ જે મુલાકાતો અને ચમત્કાર-કથાઓ આવે છે એ બધીને વિષે શંકાસ્થાન જરૂર ગણાય. પરંતુ નાનક તે સ્થાનોએ ગયા જ નહિ હોય એ કહેવામાં કશું વજૂદ જણાતું નથી.

નાનકના જીવનનો ભ્રમણકાળ જોઈએ તોપણ તેમાં ન માનવા જેવું શું છે? નવીન સત્ય લાધ્યાનું જોમ, ભરજુવાની,

અને કુટુંબપરિવારનો ત્યાગ — આટલી અનુકૂળ સામગ્રી એમની પાસે હતી. અને તે કાળમાં ભ્રમણ જ એક માત્ર જ્ઞાનપ્રાપ્તિ ને પ્રચારનું સાધન હતું. ફકીર અને સાધુઓની સંન્યાસ-સંસ્થા લોકમાન્ય હતી. અને ભ્રમણ વિસ્તૃત થઈ શકે એટલી ઉંમર પણ સામે બાકી હતી. ૨૫ મે વર્ષે પ્રારંભ થયો માનીએ તો ૧૪૯૪–૫ માં તે સુલતાનપુરથી નીકળ્યા હશે. અને ઈ. સ. ૧૫૨૫ સુધી ફર્યા હતા એની નો ઐતિહાસિક નિશાની પણ છે. એટલે, ૩૦ વર્ષના ગાળામાં આખું હિંદ ફરી વળી મક્કા મદીના પણ જઈ આવવું એ અશક્ય તો ન જ મનાય.

**ક્યાં ક્યાં ફર્યા?** એમના તીર્થાટનનો પ્રારંભ પૂર્વથી થયો. આસામ અને જગન્નાથ સુધી જઈને ૧૨ વર્ષે પાછા તલવંડી આવ્યા. ત્યાં થોડુંક રોકાઈને દક્ષિણે ઊપડ્યા ને સિલોન સુધી જઈ આવ્યા. દક્ષિણની આ હદ બરાબર નથી એમ કેટલાકની શંકા છે. પરંતુ શ્રી. બેનરજી એક નવી મળી આવેલી પુરાતત્ત્વ-શોધને આધારે આ શંકાનો નિરાસ કરે છે. ( જુઓ તેમનું પુસ્તક પા. ૮૩ મું ) દક્ષિણ દિશા પૂરી કરીને ગુરુ પાછા પંજાબ આવ્યા. અને આ વેળા ઠેઠ ઉત્તર સુધી કાશ્મીર તરફ ઊપડ્યા. ત્યાંનો પ્રવાસ પૂરો કરીને તે પશ્ચિમમાં મક્કા મદીના તરફ ગયા. અને બગદાદ સુધી પણ ગયેલા, એ વિષે શ્રી. બેનરજી હાલમાં નવો મળી આવેલો એક પુરાવો ટાંકે છે. આમ ચારે દિશા પૂરી કરી તેમણે છેવટે પોતાની માતૃભૂમિ પંજાબમાં ફરવાનું શરૂ કર્યું.

૧૫૨૪ માં બાબરે સૈયદપુર લૂંટ્યું ત્યારે નાનક ત્યાં હતા એમ હકીકત મળે છે. પંજાબમાં ભ્રમણ પૂરું કરી, રાવી નદીને કિનારે એક રમ્ય સ્થાને તેમણે નિવાસ કર્યો. એક ધનવાન શીખે ત્યાં ગામ વસાવ્યું, જેનું નામ કરતારપુર પડ્યું. અને અહીં ગુરુ પોતાના અંતકાળ સુધી ઘર કરીને રહ્યા : ફકીરનો વેશ છોડી દીધો ને કુટુંબ સાથે ખેડૂતજીવન ગુજારવા લાગ્યા. આમ ટૂંકમાં એમની જીવનકથા પૂરી થાય છે.

**કરતારપુરમાં સ્થિર નિવાસ ને દિનચર્યા** કરતારપુરની દિનચર્યાની હકીકત નોંધવા જેવી ગણાય. તે જ પ્રકારનો પૂજાપાઠ વગેરેનો ક્રમ આજ પણ ધાર્મિક શીખો સાચવી રહ્યા છે. રોજ બ્રાહ્મમુહૂર્તે ઊઠી ગુરુ ‘જપજી’ અને ‘આસાદી વાર’નો પાઠ કરતા. પછી ગુરુ પોતાનાં ભજનો ગાતા ને શીખોને સમજાવતા. બાદ ‘આરતી’નો પાઠ થતો. પછી નાસ્તો થતો. સાંજનાં પાછાં ભજન શરૂ થતાં ને ‘સોદર’નો સંધ્યાપાઠ થતો. પછી બધા શીખો સાથે જમીને પાછું ભજન ચાલતું. છેવટે, ‘સોહિલા’ના પાઠથી દિનચર્યાની પૂર્ણાહુતિ કરી સૌ સૂતા. આ ક્રમમાં ગુરુ સાથે સૌ શીખો જોડાતા અને એમ એક પ્રકારની ‘શીખ સંગત’ (શીખો પોતાના સંઘને કે સભાને ‘સંગત’ કહે છે.) નાનકના કાળથી જ શરૂ થઈ ગઈ હતી.

## ૧૩

## નાનકનો ખાસ ઉપદેશ

**કોઈ ખાસ વેશ કે રૂઢિનો આગ્રહ ન રાખ્યો**

ભ્રમણકાળમાં તે ફકીર-વેશે નીકળ્યા ખરા, પરંતુ કોઈ સાંપ્રદાયિક વેશે નહિ, એમ સ્પષ્ટ દેખાય છે. તેમના પહેરવેશમાં હિંદુ અને મુસલમાન બેઉના ભેગા વેશ હોતા. કોઈ સંન્યાસી પાસેથી વિધિસર દીક્ષા તેમણે નથી લીધી, પરંતુ ભ્રમણને અનુકૂલ વેશ લેવા પૂરતો જ એમાં ઇરાદો લાગે છે. આ કાળમાં તે સખત તપસ્વી તરીકે રહેતા. તેમના ખાનપાનના હેવાલો પરથી લાગે છે કે તે ખૂબ સંયમથી રહેતા, એટલે સુધી કે તેમના સાથી મરદાનાને તેથી ઘણી વાર તકલીફ પડતી. ભ્રમણમાં મુખ્ય કામ એક જ લાગે છે ને તે સંત સાધુ તથા ફકીરોને મળવું અને લોકો જોડે ભળીને તેમને ઉપદેશ કરવો. હિંદુ ને મુસલમાન, સિદ્ધ ને જોગી, સાધુ ને ગૃહસ્થ. સૌ પ્રકારના લોકમાં તે વિચરતા, અને કોઈ પણ પ્રકારના સંપ્રદાયથી મુક્ત એવા તે તેમનાં રૂઢિ-રીતરિવાજો પર સૂક્ષ્મ વિચારપ્રહારો કરતા, સામેથી પોતાની તે રિવાજો વિષેની સૂક્ષ્મ રહસ્ય-દૃષ્ટિ બતાવી રૂઢિની નિરર્થકતા સૂચવતા. અને આ બધું તે એવી મીઠાશ અને ધીરજથી તથા આત્માની અડગ સત્યનિષ્ઠાથી કરતા કે તેનો પ્રભાવ પડ્યા વગર રહેતો જ નહિ.

**લોકભાષા અને સંગીતનું ગૌરવ કર્યું**

એમની સત્યનિષ્ઠા શી હતી એ ચર્ચવાનું અહીં જરૂરી નથી. એ તો આ તેમનો ગ્રંથ જ બતાવશે. લોકગમ્ય શૈલીમાં ને લોકભાષામાં બોધ આપવાનું તો ક્યારનું શરૂ થઈ ગયું હતું. ગુરુ નાનકે સંગીત પર ભારે ભાર દીધો, અને સંગીતમય ઉપાસનાની શક્તિ ખૂબ ખીલવી. એક ઈશ્વર અને તેના પ્રતીક તરીકે મૂર્તિ નહિ પણ નામ — આ વસ્તુ એમણે સ્વીકારી. દેવદેવીઓને તેમનું યોગ્ય સ્થાન દેખાડ્યું : કે તેવાં તો અનેક આવે છે, આવશે ને જશે; તેમની મહત્તા ઈશ્વરને જ લીધે છે. આ બાબતમાં જપજીના શ્લોકો જ ઉત્તમ નિરૂપણ કરે છે, એટલે અહીં તે બતાવવાની જરૂર નથી. સત્સંગ અને સંઘની પરસ્પર-ભાવનાને પણ એમણે મહત્ત્વ આપ્યું હતું તે આપણે એમના કરતારપુરના દિવસો પરથી જોઈ શકીએ છીએ. એકાંતિક ભક્તિનું તત્ત્વ જે ભાગવત ધર્મનું એકમાત્ર રહસ્ય છે તે ગુરુ નાનકના શિક્ષણનું સર્વોત્તમ તત્ત્વ છે.

**એકાંતિક ભક્તિનાં ત્રણ સાધનો**

આ એકાંતિક અનન્યતા કેળવવા જૈન, બૌદ્ધ, કબીર, શંકર, રામાનુજ સૌએ સંન્યાસ-સાધન સ્વીકાર્યું. ગૃહસ્થ-જીવનને અન્યગામી નહિ તોય વિક્ષેપક તો તેમણે માન્યું. જે વૈષ્ણવમાર્ગોએ મૂર્તિ સ્વીકારી તેમણે અનન્યતા સેવવા પૂજાઅર્ચનાદિનો લાંબો ક્રિયાયોગ યોજ્યો. જે સર્વ લોકને સંરભો કાવી તો ન જ શકે. આજ સમૃદ્ધ

વર્ગો જ એ ક્રિયાયોગ સેવે છે, અને તે માત્ર એક વિધિ તરીકે જ; નહિ કે તે યોગથી પોતાની શક્તિ ખીલવવા. આમ અનન્યતા સાધવાના બે જૂના માર્ગ નાનક પાસે પડ્યા હતા: (૧) પુરાણો સંન્યાસમાર્ગ (૨) મૂર્તિને કેન્દ્રમાં રાખી સજાતો વૈષ્ણવી ક્રિયાયોગ. એમ લાગે છે કે, દેશાટન કરી આવ્યા બાદ નાનકને ખાતરી થઈ કે, સંન્યાસ આજ શક્તિહીન અને લોકકલ્યાણથી વિમુખ કરનાર થઈ પડ્યો છે. તે રસ્તે ધર્મલાભ નથી. અને મૂર્તિ ને તેની પૂજા વગેરેનો ક્રિયાયોગ પણ શબવત્ છે. તેની પાછળનો આત્મા નષ્ટ પામ્યો છે. સર્વસામાન્ય લોકમાર્ગ જોઈએ

**તેમાંથી નાનકની પસંદગી:** એટલે, પોતાના છેવટના નિર્ણયરૂપે તેમણે કરતારપુરનો પોતાનો જીવનવિધિ રજૂ કર્યો તેમાં, અનન્યતાનું ત્રીજું સાધન સંયમી પ્રપન્ન ગૃહસ્થજીવન રજૂ કર્યું. મને લાગે છે, આ નાનકનો ખાસ ધાર્મિક ફાળો ગણાય. પોતાના યુગમાં ધર્મને આગળ વધારવાનો આ માર્ગ છે એ એમણે જોયું અને એનો પોતે સ્વીકાર કર્યો ને તે પ્રમાણે રહેવા લાગ્યા.

**નાનકની અસાંપ્રદાયિકતા** આ માર્ગ પોતે નવો શોધ્યો છે એમ તે કદી નહોતા કહેતા. મુસલમાન પૂછે તો તેને અલ્લા અને એના ધર્મને નામે જ આ સત્ય તે સમજાવતા; તેમ જ હિંદુઓને તેમનાં દેવદેવી અને બીજી માન્યતાઓને અનુલક્ષીને પોતાનું સત્ય

કહેતા. એટલે, કેટલાક લેખકો નાનકને શીખપ્રજા રચવાનો પ્રયત્ન શરૂ કરનાર તરીકે ઓળખાવે છે એ, મને લાગે છે કે, ઇતિહાસક્રમ ઉલટાવવા જેવી વાત છે. ખ્રિસ્તે જેમ ખ્રિસ્તીઓ નિર્માણ નથી કર્યા, પણ કદાચ પોલ કે તેવા બીજા કોઈક બનાવ્યા; તેમ જ શીખપ્રજા બનાવનાર નાનક નહોતા, પણ ગુરુ અર્જુન અને ગોવિંદસિંહ હતા. ગુરુ નાનકે શુદ્ધ ધર્મની સ્થાપના કરવા પ્રયત્ન કર્યો. એટલાથી વધારે કહેવું અશક્ય લાગે છે. એમના દર્શનને સંગઠિત કરવાનું કામ એમના પછી આવેલા ગુરુઓએ કર્યું. એક વસ્તુ આ લોકધર્મદષ્ટાએ કરી તે નોંધવી જોઈએ ખરી કે, તેમણે ગુરુપરંપરા સ્થાપી. પરંતુ તેની પાછળ કોઈ કોમી સંપ્રદાય કે પ્રજા-સંગઠનના ખ્યાલ કરતાં, પોતાના શિષ્ય-સમૂહને દોરનાર એક મુખી — પટ્ટશિષ્ય નીમવાનો ખ્યાલ જણાય છે. એમાં ધર્મ-સંગઠનની બુદ્ધિ હોય; પરંતુ શીખ કોમ રચવાની નહિ. ગુરુ નાનકના આખા કાર્યમાં અને જીવનમાં સત્ય ધર્મના પુનરુદ્ધારનો સંકલ્પ જરૂર ઝળકે છે; પરંતુ જે કામ તેમની પાછળના ગુરુઓએ ઊભી કરી તેનો સંકલ્પ હતો એમ નથી કહી શકાતું. એટલું જ નહિ, એવી કોમની કલ્પનાનું તેમને સ્વપ્ન પણ ન હોય તો નવાઈ નહિ. હા, એક વસ્તુ કહેવી જોઈએ ને તેમાં ગુરુ નાનકનું સાચું રહસ્ય રહેલું છે, અને તે એ કે, તેમણે ધર્મની જે કલ્પના કરી તે સત્યને મૂળમાં લઈને. તે ધર્મમાં સમાજનો ઇન્કાર નહોતો. અંગ્રેજીમાં જેને 'religion' કે 'ચર્ચ' કહે છે તે એ નહોતો. અને તે વ્યાપક અર્થમાં તેમાં સામાજિક ઉન્નતિની શક્તિ પડી હતી. પણ તે શક્તિ કોઈ

પણ કોમ કે સંપ્રદાય માટે જ નહોતી : નાનકની અપીલ ત્યારના તેમના આખા સમાજને હતી. નહોતું તેમાં હિંદુપણું કે નહોતું તેમાં મુસલમાનપણું. એક ઈશ્વર કે જેનું નામ સત છે તેની જ આરાધના એમણે બતાવી છે. અને જીવનમાં ' किव सचियारा होईअे, किव कूडे तूटे पाल ' એ જ ચિંતાનો પ્રશ્ન છે એમ બતાવ્યું છે. (જુઓ જપજી શ્લોક ૫). અને આમ કરતી વખતે તેમણે કોઈ પણ રૂઢ રીતરિવાજ કે સંપ્રદાયની પરવા નથી કરી. તેમના ભ્રમણકાળ દરમ્યાન થયેલા સંવાદો જોઈએ તો, માત્ર સત્યની જ પરવા કરનારો એક પુરુષ જાણે જડતા અને અભિમાનનાં પુરાણાં કોટડાં તોડવા ન લાગ્યો હોય! પોતાના કાળમાં એણેં જે સ્થિતિ જોઈ તેનો ઉકેલ એણે આપ્યો. હિંદુ મુસલમાન સૌને એણે સત્ય ધર્મનો રાહ બતાવ્યો. આપણી સંસ્કૃતિનો પ્રવાહ જે દિશામાં ત્યારે વહેવો જોઈતો હતો તેનો આ યુગપુરુષે સ્પષ્ટ નિર્દેશ કર્યો. અને એ જ એ પુરુષની અને તેથી કરીને એના આ નાનકડા ગ્રંથની મહત્તા છે.

**જપજીમાં સાંપ્રદાયિક સંકુચિતતા નથી**

ગુરુ નાનકના દર્શનનો સાર જો જપજી છે,—અને એ વિષે શંકા કરવાને કારણ નથી. કોઈ કરતું પણ નથી,—તો વાચક જોશે કે, એમાં ઉપદેશેલો ધર્મ કોઈ ખાસ કોમ કે યુગ માટે જ નથી; એમાં બોધાયેલું સત્ય આજ પણ હિંદુ મુસલમાન—મનુષ્યમાત્ર સ્વીકારે

નો તેમાં વાંધો નથી.* જૈન, બૌદ્ધ, ઇસ્લામીઓએ પોતપોતાના મૂળ પુરુષનું શરણ પોતાના ધર્મનું આવશ્યક

---

* રવીન્દ્રનાથનું નીચેનું વાક્ય (Modern Review Apr., 1911, P. 337.) આ સંબંધમાં જોવા જેવું છે:

"They (i. e. Sikhs) had heard the good news of a truth which was not restricted to the old custom of a particular place, which was not generated by the agitation of a particular time, which comprehended all men and all time, which expanded the rights and liberated the soul of great and small alike, and the acceptance of which enabled every man to realize the fullest glory of humanity. At the call of this liberal faith of Nanak, the Sikhs grew for centuries in spite of many sufferings. This religious consciousness and the chastening influence of this suffering established unseen the bond of a noble union among the Sikhs."

ગુજરાતીમાં એનો સાર આ પ્રમાણે છે:

અમુક દેશકાળથી પર, કે અમુક કાળની ચળવળના રાગ-દ્વેષાદિથી સ્વતંત્ર, એવા સત્યનો શુભ સંદેશ શીખોને મળ્યો હતો. મનુષ્યમાત્ર માટે ને સર્વકાલની સનાતન દૃષ્ટિ એમાં રહી હતી. નાના મોટા સૌને માટે સમાન મુક્તિ અને દરજ્જો દેનારો ને હતો. એના સ્વીકારમાં માનવ્યનો પૂર્ણ વિકાસ સાધવાની તાકાત હતી. નાનકના આવા ઉદાર સંદેશાને જોરે, અનેક આફતો છતાં, સૈકાં સુધી શીખોનો વિકાસ થતો રહ્યો, અને એ સહનની ધાર્મિક ને પાવનકારી અસરથી શીખોમાં સૂક્ષ્મ રીતે ઐક્યની ઉદાત્ત ભાવના જામી.

અંગ માન્યું મનાવ્યું છે. શીખોએ સંપ્રદાયરૂપ પકડ્યું ત્યારે ત્યાં પણ એ જ વસ્તુ દાખલ થઈ ગઈ અને આજ હયાત છે. પરંતુ, જપજી જોતાં, એમાં નાનકે એ વસ્તુ મૂકી છે એમ કોઈ પણ અસાંપ્રદાયિક આંખને જણાવાનું નથી.

**હિંદુધર્મ સામે શત્રુતા પણ નથી**

શીખોમાં સાંપ્રદાયિક દૃષ્ટિ જામવાની શરૂ થઈ ત્યારથી નાનકની આ ઉદાર-દૃષ્ટિ કાંઈક સંકુચિત થવા લાગી. એનો પ્રારંભ કદાચ ત્રીજા શીખ ગુરુ અમરદાસના કાળથી થયો. આપણ ગુરુ નાનકના શીખો પ્રચલિત હિંદુધર્મીઓથી જુદા છીએ, એ પ્રકારના ભાવને કાંઈક પોપણ આ ગુરુએ આપ્યું. શીખ દૃષ્ટિ સુધારક હતી, અને એ રીતે પ્રચલિત ધર્મથી જુદી તો પડતી જ હતી. દેવદેવી, તીર્થ, વર્ણવ્યવસ્થા, આભડછેટ, ખાનપાન વગેરે બાબતની માન્યતાઓ લોકધર્મનું સ્વરૂપ ઘડવામાં મોટો ભાગ ભજવે છે. મૂળ રહસ્યને એ બધાં થઈને આવરે પણ છે. એ આવરણને આઘું કરવામાં જ સુધારાની શક્તિ હોય છે, અને એને સંભાળી સાચવી રાખવામાં જ સનાતનીઓની સત્તા હોય છે. એટલે નવા દળવાળા, પોતાના સુધારાની ધાર કાંઈક ઘસાવા લાગતાં, વાડાબંધી રચે જ છે. ગુરુ નાનક પછી એ બધું એમના અનુયાયીઓમાં બન્યું, ને તેમણે જે નિર્મળ ધર્મ શીખવ્યો તેને જોરે તે કોમ સમર્થ પણ બની. આજ એ વસ્તુના સમર્થન માટે જપજીના દેવદેવી, તીર્થાદિના ઉલ્લેખો વપરાય છે. એ વસ્તુ, મને લાગે છે કે,

ભૂલ છે. તે બાબતમાં, 'The Evolution of the Khalsa' ના કર્તા કહે છે તે બરાબર છે કે:

"It appears that there is no satisfactory evidence to contend that Guru Nanak denounced almost everything that he had found in existence and that it was his object to build an entire'y novel structure on the ruins of the old. On the contrary, the materials at our command lead us to think that he left almost everything alone and that it was his primary concern to provide his contemporaries with a new viewpoint and a detachment which would enable them to understand the relative value of things in matters religious and to distinguish the fundamental from the secondary. In fact, it has been made sufficiently clear that the message of Guru Nanak's hymns can never be understood aright unless they are approached in an altered perspective." (પા. ૧૪૧-૨)

**નાનક મહાન હિંદુ સુધારક** ગુરુ નાનક એક દ્રષ્ટા હતા. તેમણે જે જૂનાને નિંદ્યું છે તો તે જાય તે માટે નહિ, પણ તેમાં આત્મા રેડવા માટે. અને તે આત્મા શેમાં છે એ કહેવાનું એમનું મુખ્ય જીવનકાર્ય હતું. બાહ્યતાનાં ખાલી ફોતરાં કૂટ્યે કણ નહિ મળે. આ બાબત જપજીમાં જ સ્પષ્ટ કથન છે, તે તરફ જોતાં નાનકના જીવનકાર્યનો મુખ્ય ઝોક ઉપર પ્રમાણે જ છે તે તરત જ સ્પષ્ટ થશે. જપજી આખામાં પણ ક્યાંય બીજા પ્રકારની ભાવના જોવા મળતી નથી.

જપજીનો સળંગસૂત્ર અર્થ ટૂંકમાં જોઈ જવાથી આ વસ્તુ આપણને સહેજે જણાશે. આ અર્થ બતાવવા અનુવાદના શ્લોકો વચ્ચે વચ્ચે જ આવશ્યક નોંધો મૂકેલી હોવાથી, અહીં ટૂંકમાં જ પતવીશું.

## ૧૪

## જપજીનો સાર

**જપજીનો સળંગસૂત્ર અર્થ છે?**

જપજી કેવી રીતે રચાયું તે આપણે આ નિબંધની શરૂઆતમાં જ જોયું કે, તે એકી વખતે રચેલું કાવ્ય નથી. ગુરુ નાનકે છૂટે છૂટે વખતે કરેલી પૌડીઓ એકસાથે કરીને આપી છે. એટલે પ્રશ્ન સહેજે ઊઠે છે કે, તેમણે કયા સળંગસૂત્ર અર્થને ધ્યાનમાં રાખીને એ માળા બનાવી હશે? જપજી જોતાં એવો કાંઈ ઇરાદો આપણે જોઈ શકીએ છીએ ખરા? અથવા, જપજીમાંથી એકસૂત્ર કશો અર્થ નીકળી શકે છે?

**જપજીનું સંકલનાંની રહસ્ય**

આ પ્રશ્નનો ઉત્તર એક ખાસ ખ્યાલ જો ધ્યાનમાં રાખીએ તો તરત મળી જાય છે. તે ખ્યાલ એટલે જપજી જપમાળા છે એ વસ્તુ ભૂલવી ન જોઈએ. જપમાળામાં એક જ વસ્તુ — નામનું રટન હોય છે. એનું કાવ્ય, એનું રહસ્ય, એનું જોમ બીજી રીતે જોતાં જે અરસિક ગણાય એવી પુનરોક્તિમાં જ રહેલું છે. તેની કાવ્યશક્તિ જપના શબ્દના અર્થની ભાવના કરવામાં રહેલી હોય છે. જપજીની બધી પૌડીઓનું, એ રીતે જુઓ તો,

એક જ લક્ષ્ય છે, અને તે નામસ્મરણ, ઈશ્વરનું ગુણકીર્તન, તેની વડાઈનો વિચાર, એક માત્ર જે કાલાતીત સત્ય છે તેનું આરાધન. એક શીખ વિદ્વાન મિત્રને મેં જપજીના અર્થની સળંગસૂત્રતા વિષે સવાલ પૂછેલો. તેમણે ઉત્તરમાં લખ્યું, "હા. એકસૂત્રતા છે. જોશો તો જણાશે કે, એક પૌડી તેની અગાઉની પૌડીના અર્થને આગળ વધારે છે. પૂરી થતી પૌડીનાં છેલ્લાં ચરણ અને શરૂ થતીનાં આદિ-ચરણ જોશો તો આ તો તમને તરત જણાઈ જશે. અને આમ આખો અર્થ-પ્રવાહ ચડતાં ચડતાં સચ્ચખંડનું દર્શન થાય છે. અને છેલ્લા શ્લોકમાં પાછા પ્રકૃતિમાતાની ગોદમાં મૂકી એ છીએ." જોકે આ અર્થપ્રવાહ સીધી લીટીના આકારમાં નથી, સામાન્ય જોવામાં આવતા પ્રવાહ જેવો સ્પષ્ટ પણ નથી. તેને માટે ઉપરોક્ત મિત્રે ઉપમા સૂચવી હતી તે સરસ છે કે, તે કમળાકાર છે.

**તેનો સળંગસૂત્ર અર્થ** નામસ્મરણ કરતા ભક્તોની ભાવનાઓમાં* શાસ્ત્રીય સળંગસૂત્રતા મળે ખરી? છતાં તે બધીને ભક્ત એકપ્રવાહ કરે છે. તેવી જ રીતે આ જપજીની પૌડીઓનું છે. હૃદય–કમળ જ એ ભાવનાઓનું એકાકાર રૂપ છે. તેમ જ આ જપમાળાનું એક-રૂપ હૃદય-ગમ્ય છે. આ કમળની દાંડી એનો આદિ-મંત્ર છે. એ જ આ જપ-કમળની બધી પાંદડીઓને ધરી રાખનાર તેનો

* એક જ જીવની ભાવનાઓ કેટલી બધી વિવિધ પરસ્પર અસંબદ્ધ, ઉચ્છૃંખલ હોય છે! તો અનેક જીવોની ભાવનાઓની તો વાત જ શી કરવી? એ બધીને ભક્ત પોતાના ભક્તિબળે એક તરફ વાળે છે. તેમાં જે એકતા છે તે એકતા આ જપજીમાં જરૂર છે.

ધ્રુવ-ભાગ છે. તેનું મધ્ય પાત્ર એની ૧લી પૌડી છે. અને તેની જ આસપાસ અનેક પાંદડીઓરૂપી પૌડીઓ ખીલી છે.

**આદિમંત્રનો અર્થ**

આદિ-મંત્ર ગુરુ નાનકના જ્ઞાનનિશ્ચયનો દ્યોતક છે. શીખધર્મમાં તેનું મહત્ત્વ ઇસ્લામના કલમા જેવું કે વેદનાં મહાવાક્યો બરેબર ગણાય. તેનો કથનવિષય પણ એ જ છે: વિશ્વમાત્રમાં જે સત્ય છે તે ગુરુ નાનક કહે છે: તે એક (૧ ॐ) છે. તેનું નામ સત્ય છે; તે જ જગતનો કર્તા છે; જેને પુરુષ-તત્ત્વ કેટલાક સમજે છે ને કહે છે તે પણ તે જ છે; તે નિર્ભય, નિર્વૈર છે; તેનું રૂપ કાલાતીત છે; તે અજન્મા છે — સ્વયંભૂ છે. તે જ ગુરુ છે.* તેનો પ્રસાદ

* શ્લોકને અંતે, 'सैभं गुरु प्रसादि' એમ શબ્દો છે. 'सैभं', સંસ્કૃત 'સ્વયંભૂ'નું રૂપ છે એમ સામાન્ય રીતે બધા સ્વીકારે છે પણ 'ગુરુપ્રસાદિ'ના અર્થમાં ભેદ કરાતો જોવા મળે છે. મૅકોલીફ કહે છે, ગુરુ=મહાન અને પ્રસાદ=રહીમ, દયા ને દાન કરનાર એવો અર્થ, સાચું જોતાં, છે. પણ શીખોની વૃત્તિને માન આપી તેમણે 'ગુરુનો પ્રસાદ' એવો અર્થ સ્વીકાર્યો છે. નાનક બાદ શીખોએ ગુરુપદે એમને બેસાડયા અને આ શબ્દમાં એમનો ઉલ્લેખ સમજવા લાગ્યા. પરંતુ નાનકને કોઈ ગુરુ નહોતા, યા હતા તો તે, 'गुरूणां गुरुः' ઈશ્વર. તે પોતે ગુરુમાં માનતા લાગે છે; પણ કોઈ પાર્થિવ ગુરુને તેમણે સ્વીકાર્યો નથી. એટલે ઈશ્વર એ જ માનવીનો સાચો ગુરુ છે, એમ અર્થ લેવો વધારે સાચો લાગે છે. અને પ્રસાદ વગર તરાય નહિ એ ભક્તોનો સિદ્ધાંત પછીથી ઘટાવવો એ પણ તેટલું જ યોગ્ય છે. એટલે 'ગુરુ=મહાન' અર્થ ન લેતાં ગુરુ અર્થ મેં લીધો છે.

ધન્ય કરે છે. તેનો જપ કરો. આટલે આ આદિમંત્ર પૂરો થાય છે.

પછી નાનક પોતાના નામનો ઉપયોગ કરીને કહે છે, વિશ્વના આદિમાં તે હતો, યુગોના આરંભમાં તે હતો; તે આજ પણ છે, અને હવે પછી પણ તે જ હોવાનો છે. માટે જ તે સત્ય છે. માટે જ તેનું નામ સત્ય છે. અલ્લા, ઈશ્વર, રામ, રહીમ વગેરે વાચકો છોડીને નાનકે, આજ ગાંધીજી[1] પણ જે વાચક સ્વીકારે છે, તે સ્વીકાર્યું છે એ ભારે મહત્ત્વની બીના છે. જેહોવા, અહ્રિમાન, અલ્લા, ઈશ્વર વગેરે અનેક નામોથી ભજાતા તત્ત્વનાં બે લક્ષણ મુખ્ય છે: તે એક અદ્વિતીય છે. તેનું લક્ષણ હંમેશ સનાતન રહેવાપણું છે. જે એક અદ્વિતીય છે તે જો ક્યારે પણ ન હોય તો તે એક શી રીતે? તો તો તે જન્મીને જનારાં અનેકમાંનું એક થાય. એટલે, એક છે એટલે જ સત્ય છે. એટલે કે, કાલાતીત, અજન્મા, સર્વ અનેકોનો કર્તા, સ્વયંભૂ પણ તે જ છે. ગુરુ નાનક આ બે લક્ષણો સ્વીકારે છે અને તેમાંથી જ આ અનામીનું નામ સત છે એમ કહી નામોના ઝઘડાને કોરે રાખે છે. આમાં રહેલી અસાંપ્રદાયિકતા સ્વીકારીએ તો 'ગુરુ પ્રસાદિ'નો અર્થ પણ સ્પષ્ટ છે કે સાધક માટે આ સત્યરૂપ પરમેશ્વરનાં બે લક્ષણ તેમાં કહે છે: તે જ જીવનો સાચો ગુરુ છે અને તેની કૃપા એ જ સાધક માટેનું સત્ય જોર છે. તેથી તે સત-નામને જપો.

---

.પ્રો તેજાસિંગ એમના અનુવાદમાં મને મળતા લાગે છે. તેમણે 'The Enlightener and the Grace' એમ અર્થ લીધો છે.

૧. જુઓ 'મંગળ પ્રભાત'

**પૌડીઓનો ધ્વનિ**

અને એમ આદિકથન કરી નાનક જપમાળા શરૂ કરે છે. તેના પહેલા મણકામાં ભક્તિપંથનું મૂળ રજૂ કરે છે કે, જીવ પામર છે. તેનો આધાર એક જ છે: 'ચાલવું ઈશ-આજ્ઞાએ'; આ ઈશ-આજ્ઞા માટે નાનક 'હુકમ' શબ્દ વાપરે છે. અને તેનો માલિક, તેનો ચાલક તે 'હુકમી' એમ કહે છે. બીજી અને ત્રીજી પૌડીમાં આ હુકમ, હુકમી સમજાવ્યા છે. આ ને આ જ વસ્તુ આગળ પણ ચલાવે છે. અને પાંચમી પૌડીમાં અંતે હિંદુઓની માન્યતાનાં દેવદેવીઓનો ઉલ્લેખ કરીને કહે છે, તે બધાં જ 'ગુરુ'માં આવી ગયાં. અને એ પરમ-ગુરુની શીખ આટલી જ છે કે:

सभना जीआका ईक दाता सो मैं विसरु न जाई ॥

(ગુજરાતી અનુવાદ જુઓ શ્લોક ૩૦) આ એ ઈશ્વરનું સ્મરણ જ સર્વમાં ઉત્તમ છે. તેની આગળ આયુષ્ય, કીર્તિ કાંઈ જ કામનાં નથી. સિદ્ધ, સુર, શેખ, પીર સૌ મહાન થયેલાઓની મહત્તા એ ઈશ્વરના સ્મરણથી જ છે. આ (૫ થી ૧૧) ૬ પૌડીઓમાં હિંદુઓમાં પ્રચલિત અનેક ક્ષુદ્ર શ્રદ્ધાઓનું નિરસન કર્યું છે, અને એક ઈશ્વર અને તેની ભક્તિનું શ્રેષ્ઠત્વ બતાવ્યું છે. ૧૨ થી ૧૫ પૌડીમાં એના ભક્તનું — હુકમને બૂઝનારા, તે પ્રમાણે વર્તનારા સંતોનું ગુણગાન છે. પછી ૧૬ થી ૧૯ પૌડીઓમાં અને ત્યાર પછી ૨૭મી પૌડી સુધી, નાનકનો અવિરત ભક્તિપ્રવાહ વધ્યે જાય છે. અનેક મિષે તે એક ઈશની સ્તુતિ કર્યે જાય છે. ૨૮ થી ૩૦ પૌડીઓમાં નાનક પોતાનો માનસ સંન્યાસ વર્ણવે છે. જે જીવનને નાનકે

ઉન્નત માન્યું, જીવી બતાવ્યું ને ઉપદેશ્યું, તેનાં લક્ષણો એમાં ટૂંકમાં એ બતાવે છે: સંતોષ, માન, મહેનત, ધ્યાન, કાળભયેના જ્ઞાનથી અપ્રમાદ, કન્યા જેવી શુચિતા, નિશ્ચયવાળી બુદ્ધિ, વિશ્વબંધુતા, મનોનિગ્રહ, જ્ઞાન, દયા, અને ઈશ્વરશ્રદ્ધા. આ જ ગુણોનું રૂપક દ્વારા એક રોચક નિરૂપણ ૩૮મી પૌડીમાં કરે છે. એ ગુણોવાળું જીવન તે શીખ-સાધનામય જીવન છે. એ સાધનાના વર્ણન ખાતે વચ્ચે રહેલી ૪ પૌડીઓ છે. આ પૌડીઓનો અર્થ સમજવા મદદરૂપ નોંધો તે તે જગાએ કરી જ છે. તે ઉપરાંત વસ્તુ જોવાની રહે છે તે જ માત્ર અહીં નોંધીશું.

**શીખ સાધનાના પાંચ ખંડ** ગુરુ નાનકે સાધનાનું વર્ણન કરવા તેની કક્ષાઓને 'ખંડ' નામ આપ્યું છે. નાનક ગુરુપ્રસાદ અને અનન્ય-શરણમાં માનવા છતાં, કર્મના અટલ કાયદામાં અને માનવ પુરુષાર્થમાં માનતા. અનન્યશરણ છતાં (ગુરુ તો દુ:ખ વગેરેને પણ 'ઈશનાં દાન' કહે છે. જુઓ શ્લોક ૧૨૪-૬) માણસ પુરુષાર્થી કેવી રીતે બને, એમ ઘણાને શંકા ઉપજે છે. પણ કોઈ અગમ્ય આધ્યાત્મિક કાયદાને લઈને અનન્યશરણી જ અતિ પુરુષાર્થી બને છે. સાધનાના ખંડ વર્ણવતાં પ્રથમ ત્રણ ખંડો આવા પુરુષાર્થના વર્ણવ્યા છે, જોકે તેની અગાઉ જ (૩૩મી પૌડીમાં) નાનક ગાય છે કે જીવમાં કશું જ જોર નથી. સાધનાના આ ખંડ તે ધર્મખંડ, જ્ઞાનખંડ અને શ્રમખંડ. ધર્મખંડમાં કર્મનો કાયદો પ્રવર્તે છે. વિશાળ સૃષ્ટિજ્ઞાન મેળવીને તેમાંથી પોતાનો મોક્ષ-પરમાર્થ જોવો તે જ્ઞાનખંડ. તે જોઈને શ્રમ કરવો તે

શ્રમખંડ. એમ શ્રમ કરનારા ઈશ્વરના કૃપાપાત્ર થાય છે. તેવાઓ ચોથા કૃપા-ખંડના અધિકારી બને છે. તેઓ ભક્તિમાં સ્થિર થાય છે. તેમને પ્રભુ બુદ્ધિયોગ આપે છે, જેના વડે તેઓ અંતિમ સત્ય-ખંડમાં જાય છે. આમ સાધનાશ્રેણી પૂરી થાય છે. લગભગ આ જ પ્રકારે ગીતાકાર પણ ભક્તિમાર્ગીય સાધનાનો ક્રમ બતાવે છે. અંતમાં ઉપસંહારનો શ્લોક છે તેમાં 'ધર્મખંડ'નો કાયદો બતાવી સૌને ધર્મભીરુ બની, ગુરુમુખ થઈ, પ્રપન્નાત્મા બનવા ઉદ્‌બોધન કરવામાં આવ્યું છે.

**ઉપસંહાર** જપજીનો આ ટૂંક સાર છે. અને એ નાનકની ઉદાર દૃષ્ટિ ને ઉદાત્ત ધર્મદર્શનની પૂરી સાબિતી છે. 'He was out not to kill but to heal, not to destroy but to conserve' તે મહાન સમન્વયકાર હતા, ધર્મદ્રષ્ટા હતા. અને એ ભાવે એમનાં ભજનોનો અભ્યાસ કરીએ તો જ તેમના ઉપદેશનો સાચો અર્થ મળી શકે છે. ધર્મઝનૂનના વિષમ કાળમાં પણ તે પોતાનું કામ પોતામાં મીઠાશ, ખામોશી, દીર્ઘદૃષ્ટિ, અને સાચી સમજ તથા ઉદારદૃષ્ટિ હોવાથી જ કરી શક્યા. એ ઉદાર દૃષ્ટિને જ કારણે એમણે તેમના અનુયાયીઓને ધર્મને કારણે શાંત બલિદાનનો જ ઉપદેશ આપ્યો. તે ઉપદેશમાં છઠ્ઠા ગુરુએ ફેરફાર કર્યો. બાકી તેમના પૂર્વના ગુરુઓ શાંત ધર્મમૂર્તિઓ હતા, ને પોતે જે સત્ય સમજ્યા હતા તે નિરભિમાન ભાવે જીવતા ને શીખવતા હતા. આજ પણ નાનકને માટે લૌકિક દૂહો એ ભાવને અનુરૂપ જ છે:

> 'ગુરુ નાનકશાહ ફકીર,
> હિંદુકા ગુરુ, મુસલમાનકા પીર.'

---

१ ॐ

सति नाम करता पुरखु निरभउ निरवैर अकाल मूरति अजूनी सैभं गुरप्रसादि ॥ जपु ॥

आदि सचु जुगादि सचु ॥ है भी सचु नानक होसी भी सचु ॥

આ શ્લોક શીખધર્મના દીક્ષામંત્ર* જેવો કહી શકાય. એ આખાને કે તેના અર્ધા ભાગને મંગળાચરણરૂપે વાપરવાનો સામાન્ય રિવાજ છે.

૨.

ભક્તિયોગના મૂળ-વિધાનથી જપજીનો પ્રારંભ થાય છે કે, મનુષ્ય પાસે પાર વગરની પાર્થિવ

---

* આ મંત્રનો અર્થ સીધો સરળ છે. વધારે જિજ્ઞાસુ વાચક ખાલસા કોલેજ, અમૃતસર,ના આચાર્ય તેજાસિંગે આ દીક્ષામંત્રને પોતાના પ્રવચનનું વસ્તુ લઈ 'શીખધર્મનું હાર્દ' સમજાવ્યું છે, તે પુસ્તિકા જુઓ.

વિભૂતિઓ હોય કે અનેકવિધ હોશિયારીઓ હોય, પણ તે કશાથી તે ઈશ્વરનો પાર પામી શકતો નથી :

§ લાખો વાર ભલે ચિંતો, ના એને ચિંતવી શકો;
મૌનથી ધ્યાનમાં લાગો, ના એનો પાર કો લહો. ૧
મટે ના ભૂખ ભૂખ્યાની વહેથી ભાર પૂરીનો;
અતર્પ્યા છે, ખરે, તૃષ્ણા, કાં ન હો રીધસીધ સૌ. ૨
હજારો લક્ષ વા હોયે ચાતુરી શાણપો-ભરી,
ન એકે ચાલશે ત્યાં તો, વૃથા છે માનવી મતિ. ૩

આમ જો હોય તો મનુષ્ય માટે આરો શો? તો પછી તે પોતાનું જીવન શી રીતે સફળ કરી શકે?

§ માનવી શું કરે ત્યારે? સત્યમાં શેં રમી શકે?
શું કર્યે તૂટશે ઘોર કૂડ અજ્ઞાનના થર? ૪

એ પ્રશ્નનો ટૂંકો ને માર્મિક ઉત્તર ગુરુ નાનક એક જ શ્લોકમાં આપી દે છે : પ્રપત્તિ, ઈશ્વરપ્રણિધાન, 'हुक्म रजाई चलणा'.

ચાલવું ઈશઆજ્ઞાએ, હુકમ એનો લહી સદા;
હુકમ છે આત્મમાં અંક્યો* — લખ્યો, નાનક, નાથનો. ૫

---

* આની સાથે શ્રી. રાધાકૃષ્ણનની નીચેની લીટીઓ સરખાવવાથી આ લીટીનો ભાવ વધારે વિશદ થશે :

"Deep down in his own self can man discover the secret of his nature." . . . "He hath 'written wisdom in our inward parts' and by purification we recognise it." [ Hib. Journal, October, '36 ]

## ૨

§ હુકમથી હોય [1]આકાર, હુકમ ના કો કથી શકે;
હુકમથી જીવસૃષ્ટિ છે, મહત્તા હુકમથી મળે. ૬
કોઈને શ્રેષ્ઠતા આવે, નીચતા કોઈને વળી;
કોઈને ભાગ છે દુઃખ, કોઈ છે સુખયુક્ત વા; ૭
કૃપાથી ન્યાલ છે કોઈ, કોઈ ભૂલ્યા ભવાટવી;
સર્વ એ ઈશને હુકમે, હુકમથી પર ના કંઈ. ૮
હુકમની બ્હાર ના કાંઈ, હુકમમાં સર્વ બદ્ધ છે;
જે લહે શ્રેષ્ઠ આ તત્ત્વ, ન તે 'હું છું' કહે કદા:
નાનકા, શૂન્યતા પામે હુકમમાં મગ્ન તે થઈ. ૯

## ૩

આવા સર્વવ્યાપી સર્વસમર્થ 'હુકમ'નું વર્ણન પણ કેમ કરી શકાય? જીવ એની ભાંગીતૂટી વાણીથી કેટલુંક કહી શકે! —

§ કોણ ગાયે, અહો, ગાન શ્રેષ્ઠ એ પ્રભુતા તણાં!
કરોડો ગાયકો વીત્યા, કરોડો કંઈ વીતશે; ૧૦
અંત ના ઈશનાં ગાન, અંત ના ગાયકો અપિ.
ગાય કો સર્વસામર્થ્ય, વિભૂતિ ઈશની લહી; ૧૧
ગાય કો રામ છે દાતા, ચિહ્ન એ વિભુનું લહી.
કો કહે ચારુ ગુણોને, વદે એની વડાઈને. ૧૨

---

૧. આકાર = નામરૂપાત્મક સર્વ સૃષ્ટિ.

પંડિતો તત્ત્વજ્ઞાનીઓ વિચારે, તત્ત્વથી વદે
વાણી જે વિષમા ગૂઢા પરા વિદ્યા વિચારણા. ૧૩
કો વળી આમ કહેતા કે, દેહ લે–દે તથા વિભુ,
જીવનું ધામ એ નાથ, લે તથા જીવ દે જ એ. ૧૪
કો વદે એ અતિ દૂર, દૃષ્ટિમાં તે ન આવતો;
કો કથે સર્વને જોતો આ રહ્યો સૌ સમક્ષ એ. ૧૫
યુગોના યુગથી દેતો, વિશ્વનો ભરતા વિભુ;
જીવ થાકે ગ્રહંતો એ દાનના નદનાં નીર. ૧૬

આમ, જગતમાં — સચરાચરમાં હુકમ વ્યાપેલો છે :

§ હુકમનો રાહ એ રીતે ચલાવે હુકમી વિશ્વમાં,
ચાલતી હુકમથી આખી સૃષ્ટિ આ સચરાચર. ૧૭

અને ત્યારે હુકમીનું સ્થાન શું? 'હુકમ'થી જો સૃષ્ટિ ચાલે છે તો હુકમ કરનાર 'હુકમી'નું સ્વરૂપ શું? ગુરુ નાનક પોતાની લાક્ષણિક સૂત્રાત્મક ભાષામાં કહે છે : 'नानक विगसै वेपरवाहु'— જેનો અર્થ હવે પછીના, ૧૮ મા શ્લોકમાં ઉતાર્યો છે. આ પ્રકારનો હુકમ હુકમી વચ્ચેનો સંબંધ ગીતામાંથી પણ આપણે જોઈ શકીએ છીએ : (જુઓ અ૦ ૭-૧૨; ૪-૧૩; ૯-૯,૧૦ ઇત્યાદિ શ્લોકો)

ઈશ ના તોય તેમાં છે, ઈશ છે હુકમથી પર;
સક્ત ના હુકમથી ઈશ; વિલસે હુકમ, નાનક. ૧૮

'હુકમ'નું આ સ્વરૂપ, ગાંધીજીના એક લખાણ પરથી વધારે વિશદ થશે. મૂળ અંગ્રેજી લખાણ

(Young India, તા. ૧૧-૧૦-'૨૮) નો ગુજરાતી અનુવાદ પરિશિષ્ટ તરીકે આ પુસ્તકને અંતે આપ્યો છે તે જુઓ.

૪

હુકમ અને હુકમીનું સ્વરૂપ બતાવી સાધકને માટે જીવન-માર્ગ ટૂંકમાં બતાવ્યો કે, 'ચાલવું ઈશ આજ્ઞાએ, હુકમ એનો લહી સદા.' (શ્લો. ૫). તે જ વસ્તુ નવે રૂપે નવા ભાવથી વળી પાછી આ પૌડીથી કહેવી શરૂ કરે છે અને એ જ જીવનમાર્ગને રૂપાંતરથી પાછો બતાવે છે :

§ સત્ય સાહેબ છે, સત્ય નામ જે એનું વાચક;
ને કથ્યો જાય ના કોથી, ભાવ એના અપાર છે. ૧૯
રામ દાતા અને જીવો માગતા 'દેહિ દેહિ', રે;
સર્વને તોખતો રામ, સર્વનો ઈશ રામ છે. ૨૦

અને આ સત્યકથન કરીને, અગાઉ શ્લો. ૪થામાં જેમ જીવનપ્રશ્ન કર્યો હતો તેમજ, રૂપાંતરે અહીં પાછો એ પ્રશ્ન પૂછવામાં આવે છે :

§ તો પછી શી ધરું ભેટ, ઈશદર્શન-કારણે ?
મુખેથી વાણી શી બોલું, જે સુણી પ્રેમ તે ધરે ? ૨૧

અને ગુરુ તેનો ઉત્તર આપતાં શીખભક્તિનું પ્રધાન વસ્તુ ટૂંકમાં કહે છે :

§ બ્રાહ્મમુહૂર્ત વેળાએ વિચારો વડું નામ જે;
ઈશનો મહિમા ગાઓ, વિચારો વડું તત્ત્વ તે. ૨૨

કર્મથી દેહપ્રાપ્તિ છે, કૃપાથી મોક્ષલાભ છે;
એમ જાણી લહો સત્ય પ્રભુ સર્વસ્વ, નાનક. ૨૩

૫

'સત્ય સાહેબ' ને 'તેનું સત્ય નામ' એ જ આ પૌડીમાં પણ આગળ ચલાવે છે :

§ ન થાપ્યો જાય કોથી એ, ન કર્યો કોઈનો વિભુ;
આપ આપે સ્વયંભૂ એ વિશ્વનાથ નિરંજન. ૨૪
સેવતા જે જીવો તેને, પામતા માન ઈશનાં;
ગાઈએ, નાનકા, ગાન, ગુણો ગુણનિધાનના. ૨૫
મનમાં ભાવના રાખી ગાવા ને સુણવા ગુણ;
તો થશે દુઃખનો નાશ, પામશો સુખધામ જે. ૨૬

જપ કરવો એટલે શું એનો અર્થ શ્લો. ૨૬માં આપ્યો છે તે પરથી યોગસૂત્રનું આ સૂત્ર યાદ આવે છે: तज्जपस्तदर्थभावनम् [ ૧:૨૮ ]. નામનો જપ કરવો એટલે તે નામથી વાચ્ય એવો જે ઈશ્વર — સાહેબ, (તે શબ્દનો સૂચિત અર્થ) તેની ભાવના કરવી: ચિત્તને એકાગ્રતાપૂર્વક તેમાં રોકવું.

નામસ્મરણ સાથે શીખભક્તિનું બીજું અંગ તે ગુરુ. હવે પછીના શ્લોકોમાં તેનું કથન આવે છે. આ ગુરુ એટલે શું તેની ચર્ચા 'સુખમની' પુસ્તકની પ્રસ્તાવનામાં 'શીખભક્તિ' પ્રકરણમાં કરી છે તે વાચકને જોવા વિનંતિ છે.

§ ગુરુમુખ સુણે શબ્દ, પામશે જ્ઞાન તે તથા;
જાણશે ગુરુની શીખે :— ઈશ છે વ્યાપ્ત સર્વમાં. ૨૭

શિવ, વિષ્ણુ તથા બ્રહ્મા, સર્વ છે ગુરુની મહીં;
પાર્વતી, શારદા, લક્ષ્મી એમ સૌ દેવદેવીઓ. ૨૮

શીખગ્રંથમાં જ્યાં હિંદુ દેવદેવીઓના ઉલ્લેખ હોય છે ત્યાં સાંપ્રદાયિક શીખો એવો અર્થ કાઢવા મથે છે કે, આ દેવદેવીઓનો ઇન્કાર કરેલો છે. નિષ્પક્ષપાત દૃષ્ટિએ જોતાં આ અર્થની ખેંચાતાણ જેવું જ લાગે છે. સરળ અને સીધો ભાવ આમ શું કરવા ન સમજવો? કે, તે જમાનામાં લોકોને આ દેવદેવીઓમાં શ્રદ્ધા હતી. એટલે ગુરુ એમને બધાને ગાળી નાખવા કહે છે કે, એ બધાંનું રહસ્ય — એક માત્ર સત્ય — જે ગુરુ અથવા ઈશ્વર છે તેમાં જ સમાયેલું છે. ધાર્મિક ઇતિહાસ જોઈએ તો, બધા ધર્મસુધારકો નવી વસ્તુના સંસ્થાપન કે જૂનીના સંશોધન અર્થે આવી જ પદ્ધતિ અંગીકાર કરે છે. જપજીમાં આગળ દેવદેવીઓના બીજા ઉલ્લેખ પણ આવા જ ભાવથી કરેલા આવે છે.

ઈશને જાણતાંયે ના કો એને વર્ણવી શકે;
એકમાત્ર ગુરુની છે શીખ એ ઈશને વિષે: ૨૯
સર્વ જીવો તણો દાતા એક જે જગદાશ્રય;
એક તેને વિસારું ના, એક એ નામને જપું. ૩૦

ઉપરની છેલ્લી ત્રણ કડીઓ હવે પછી આવતી પૌડીનું પણ ધ્રુવપદ છે. ઉપર શ્લોક ૫ તથા ૨૨-૨૩માં જે સૂત્રાત્મક કથનો આવી ગયાં છે તેવી જ સચોટ ઉત્તમતાવાળું આ ધ્રુવપદ છે. આ ભાવ દરેક ભક્ત-કવિએ એક યા બીજે રૂપે ગાયો છે એ બતાવવાની જરૂર નથી.

શ્લો. ૨૯માં 'એક માત્ર શીખ' એમ અન્વય સમજવો.

૬

શ્લો. ૨૮ની નોંધમાં આપણે દેવદેવીઓના ઉલ્લેખમાં જોવાની સાંપ્રદાયિકતા જોઈ આવ્યા. એવા જ પ્રકારની ભૂલ હિંદુઓમાં તીર્થયાત્રા, સ્નાન ઇ૦ ને વિષે અર્થ કરવામાં પણ કરવામાં આવે છે. ત્યાં પણ સાચો અર્થ ઉપરોક્ત નોંધમાં બતાવી તે જ પદ્ધતિએ મળે. ધર્મસંસ્થાપનના યુગોનું મુખ્ય કામ ધર્મસંશોધન હોય છે: જડ બની ગયેલા ક્રિયાવાદની ચેતનભૂમિકા પુનઃસંસ્થાપિત કરી પાછો ચેતનધર્મ જાગ્રત કરવાનો હોય છે. ગુરુ નાનક પણ એ જ રીતને અનુસરે છે.

આ પૌડીમાં તીર્થસ્નાનાદિનો ઉલ્લેખ કરી, સત્ય કર્મ કરવાનો — સમ્યગાચારનો સનાતન કાયદો બતાવે છે, અને કહે છે કે ધર્મનું પ્રભવસ્થાન આત્મા છે, હૃદય છે; તે તરફ વળો તો સાચી સાધના સાંપડશે.

§ તીર્થનાં સ્નાન કીધે શું રીઝશે નાથ? તો કરું.
પરંતુ દેખતાં સૃષ્ટિ કર્મનો કાયદો લહું. ૩૧
આત્મના નિધિમાં પૂર્યાં રત્ન માણિક્ય મોતીઓ;
પામો તે જો ધરો કાને શીખ શ્રીસદ્‌ગુરુ તણી. ૩૨

શ્લો. ૩૨ બાબતમાં શ્લો. ૬ નીચેની ટીપ જુઓ. ત્યાં કહેલો 'નાથનો લખ્યો — આત્મમાં અંક્યો હુકમ' એટલે આ ૩૨ મો શ્લોક સ્પષ્ટ કરે છે તે.

§ એકમાત્ર ગુરુની છે શીખ એ ઈશને વિષેઃ–
સર્વ જીવો તણો દાતા એક જે જગદાશ્રય,
એક એને વિસારું ના, એક એ નામને જપું. ૩૩

૭

પહેલી પૌડીમાં કરેલા જીવની પામરતાના વિધાનને જરા વધારે જોરથી ને નવી રીતે રજૂ કરી નામ-મહિમા ગાય છે :

§ થાય ચાર યુગો આયુ, અરે, એથીય સો-ગણું;
ને સૌ જાણે નવે ખંડે, સર્વ વા સંગ ચાલતા; ૩૪
એમ કીર્તિ અને નામ વ્યાપ્ત હો જગને વિષે;
પરંતુ ઈશની દૃષ્ટિ—કૃપા જો નવ એ પરે, ૩૫
(તો) વ્યર્થ ને તુચ્છ એ સર્વ, ન એથી કાંઈ નામના;
કીટમાંયે ગણાશે તે તુચ્છ કીટ સમાન; ને
પાપીઓયે કહેશે એ પાપથી મુક્ત છે નહીં. ૩૬

§ ઈશનું સર્વ સામર્થ્ય: ગુણીમાં ગુણ તે પૂરે;
નિર્ગુણીનેય તે દે છે ગુણો એ ગુણનો નિધિ. ૩૭
પરંતુ, નાનકા, કો છે જે એને ગુણ દે શકે?
કોઈ ના સૂઝતો એવો; સર્વનો નાથ એ વિભુ. ૩૮

૮

શ્લો. ૩૨માં જોયું કે 'પામો તે (એટલે આત્મ-ધન) જો ધરો કાને, શીખ શ્રીસદ્‌ગુરુ તણી.' એ શીખશ્રવણનો મહિમા હવે પછી આવતી ૪ પૌડીમાં

ગાયો છે. કેટલાક લોક વેદાંતમાર્ગના શ્રવણનો અર્થ પણ અહીં ઘટાવે છે. ગુરુ નાનકના ખ્યાલમાં એ હતું એમ માનવા જરૂર નથી. ઉપર જણાવેલા શ્લોકના અનુસંધાનમાં જે સહજ રીતે અર્થ બેસે છે તે મેં આપ્યો છે. આપણા ભક્તોનાં કાવ્યોના શબ્દો એટલા સૂત્રાત્મક હોય છે કે, આવા પ્રકારના અર્થભેદો કરો તોપણ મૂળનો અર્થ બગડ્યા વગર તે વધારે પ્રચુર અને સમૃદ્ધ તથા વ્યાપક બને છે. તેમાં સંકુચિત સાંપ્રદાયિક ભાવ જોવો એ જ એકમાત્ર ભૂલ ગણાય.

શ્લોક ૪૧ આ ચારે પૌડીનું ધ્રુવ-પદ છે.

§ થયા સિદ્ધો, સુરો, પીરો શીખ એ ગુરુની સુણી;
ધોરી* ને ધરણી વ્યોમ, લોક ને દ્વીપ સપ્ત સૌ, ૩૯
સપ્ત પાતાળ — આ સર્વે થયાં એ શીખને સુણી.
શીખને શ્રવણે જાયે કાલનો ભય, નાનક. ૪૦
ભક્ત જે ઈશના તેઓ સદા કલ્લોલતા સુખે;
દુઃખ પાપો સહુ જાયે, શબ્દને શ્રવણે કરી. ૪૧

૯

શબ્દને શ્રવણે થાયે શિવ, બ્રહ્મા, સુરેશ સૌ;
અને જે મંદ છે તેયે પામે સૌની સરાહના.[1] ૪૨

---

* ધોરી = બળદ. આને વિષે આગળ ૯૮મા શ્લોક ઉપરની નોંધ જુઓ. મૂળ 'ધવલ' શબ્દ છે, જે 'ધૌલ' પણ બોલાય છે. ને પંજાબીમાં એનો અર્થ બળદ થાય છે. પરંતુ એવો અર્થ લેવામાં પણ વાંધો નથી કે — "ધરિત્રી ધવલાકાર."

૧. સરાહના = સ્તુતિ, વખાણ; વાહવાહ. મૂળ શબ્દ 'सालाहण' છે.

શીખથી પામશે મર્મ—ભેદ જે સ્થૂલ સૂક્ષ્મનો;
યોગ ને બુદ્ધિની યુક્તિ પામશે શબ્દ સાંભળ્યે. ૪૩
શાસ્ત્ર ને સ્મૃતિઓ વેદ, ધર્મનાં સહુ શાસ્ત્ર જે,
જાણશે હાર્દ તેઓનું, સાંભળ્યે શીખ, નાનક. ૪૪
ભક્ત જે ઈશના તેઓ સદા કલ્લોલતા સુખે;
દુઃખ પાપો સહુ જાયે શબ્દને શ્રવણે કરી. ૪૫

૧૦

શબ્દને શ્રવણે લાભો સત્ય, સંતોષ, જ્ઞાન; ને
પુણ્ય જે તીર્થસ્નાનોનું સર્વ તે ફળશે તથા. ૪૬
પંડિતાઈ તણું માન, શબ્દને શ્રવણે મળે;
સહેજે ધ્યાન લાગે ને ચિત્તમાં શાંતિ વિસ્તરે. ૪૭
ભક્ત જે ઈશના તેઓ સદા કલ્લોલતા સુખે;
દુઃખ પાપો સહુ જાયે શબ્દને શ્રવણે કરી. ૪૮

૧૧

સાંભળ્યે થાય છે મગ્ન ગુણોના સરને વિષે;
પીર ને પાદશાહો વા શેખ થાતા સુણી ગુણ. ૪૯
શ્રવણે અંધ જે તેયે પામે છે માર્ગ આપનો;
શ્રવણે થાય છે ગમ્ય, ગમ્ય ના વા અગાધ જે. ૫૦
ભક્ત જે ઈશના તેઓ સદા કલ્લોલતા સુખે;
દુઃખ પાપો સહુ જાયે શબ્દને શ્રવણે કરી. ૫૧

૧૨

૧૨માથી ૧૫મા સુધીની ૪ પૌડીઓ પાછી સમાન ધ્રુવપદની આવે છે. અને, ઉપરની ૪ પૌડીમાં

જેમ 'सुणीऐ' શબ્દ તેમના પ્રધાન ભાવના વાચક તરીકે વાપર્યો છે તેમ, આ ચારમાં 'मन्ने' શબ્દ પ્રધાનભાવનો વાચક છે. આ 'મન્ને' શબ્દના અનેક અર્થો જુદા જુદા ટીકાકારોએ કર્યા છે. પંક્તિમાં તેનો સાદો અર્થ આટલો જ થાય છે: 'માનવું; વિશ્વાસ કરવો; શ્રદ્ધા હોવી.' અને 'મનન કરવું' એવો અર્થ સ્વીકારી, ૮થી ૧૧ પોડીના 'શ્રવણ' બાદ, ૧૨થી ૧૫ પોડીમાં 'મનન'નો મહિમા વર્ણવે છે, એવો અર્થ બેસાડવાનું સહેજે મન થાય, ને કેટલાક ટીકાકારો તેને રોકી શક્યા નથી. ઉપર હું કહી આવ્યો તે કારણે, આવો કોઈ સાંપ્રદાયિક અર્થ જ લેવો એ બરાબર નથી. એટલે મેં 'જપજી'ના વસ્તુપ્રવાહને જોઈને આ શબ્દનો અર્થ કર્યો છે.

ગુરુની શીખ સાંભળો, સાંભળીને તેમાં શ્રદ્ધા રાખો — તેને માનો, એટલે કે, તે અનુસાર જીવન ઘડવા તત્પર થાઓ. તેમ થનાર વિરલ મહાત્માઓનાં વખાણ કોણ કરી શકે? —

§ હુકમ જે માનતા તેની કો ગતિ પારખી શકે ?<br>જે કરે કથવા યત્ન પૂરો પસ્તાય તે પછે. ૫૨

હુકમને જીવનારા જે ન તે વર્ણાય કો થકી;<br>લેખિની કાગળો છે ના, ન તેનો લખનાર વા. ૫૩

નાનકા, નામ એવું છે નિરંજન નાથનું વડું;<br>હુકમને લહનારાઓ સ્વયં તે સમજે હૃદે. ૫૪

## ૧૩

બુદ્ધિ ને જ્ઞાન તેઓમાં પ્રકાશે સર્વ લોકનું;
જન્મતી જાગૃતિ ચિત્તે, પ્રમાદે મોહતા ન વા. ૫૫
ચોટ ના ક્યાંય વા લાગે, તેમનો માર્ગ મોકળો;
જાય, ને, જમનો સાથ, જે રહે હુકમમાં સદા. ૫૬
નાનકા, નામ એવું છે નિરંજન નાથનું વડું;
હુકમને લહનારાઓ સ્વયં તે સમજે હૃદે. ૫૭

## ૧૪

હુકમને બૂઝનારાનો માર્ગ ના કોઈ[1] ઢાંકતા;
મોકળો તે વહે માર્ગે માનથી મ્હાલતો તથા; ૫૮
સત્યનો રાહ તેનો છે, અન્ય ના આડ-માર્ગ કો;
ધર્મનો સાથ-સંબંધ અહી તે જાય જીવને. ૫૯
નાનકા, નામ એવું છે નિરંજન નાથનું વડું;
હુકમને લહનારાઓ સ્વયં તે સમજે હૃદે. ૬૦

## ૧૫

આમ જે[2] હુકમમાં મગ્ન, પામતા મોક્ષદ્વાર તે;
અને તેઓ ઉધારે છે સ્વયં ને પરિવારને. ૬૧

---

૧ એટલે, કામક્રોધાદિ વાંટપાડુઓ, જે માણસના ચિત્તના પરિપંથીઓ છે.

૨. અહીં આગળ જુઓ શ્લોક ૯ મો.

તરતા તારતા સાથે, સ્વયં તે ગુરુ શિષ્યને;
વામતા દુઃખ ને તૃષ્ણા, ન તે ભીખે કદી પછી. ૬૨
નાનકા, નામ એવું છે નિરંજન નાથનું વડું;
હુકમને લહનારાઓ સ્વયં તે સમજે હૃદે. ૬૩

૧૬

૧૬થી ૧૯ સુધીની ૪ પૌડી પણ સમાન ધ્રુવપદવાળી છે. અને તેમાં ઈશ્વરના અનેક ભાવોનું વર્ણન છે, જે પરથી ગુરુ નાનક એક સાર કાઢી બતાવે છે, અને તે આ પૌડાઓનું અંતે આવતું ધ્રુવપદ છે. (શ્લો. ૭૫-૭૬)

આમ એક જૂથમાં આ પૌડીઓ છે ખરી. પરંતુ તેની પ્રારંભક પૌડી (૧૬)ની શરૂઆતમાં ઉપર આવી ગયેલી ચાર પૌડીનો ઉપસંહાર કર્યો છે. ત્યાર પછી નવું પ્રકરણ શરૂ થાય છે. ઉપસંહાર આમ કર્યો છે:

§ એવા *પંચ–પુરુષો જે તે પ્રમાણ પ્રધાન છે;
જીવના માર્ગ-નેતાઓ પન્થના પૂર્ણ ભોમિયા. ૬૪

* શમ, સંતોષ, દયા, ધર્મ ને શૌચ એ પાંચવાળા સંતો તેઓ જીવને માટે પ્રમાણરૂપ ને પ્રધાન માર્ગદર્શક છે.

'પંચ ત્યાં પરમેશ્વર' એવી ભાવના પણ શીખોમાં છે. કેટલાક તેનો અર્થ પણ અહીં ઘટાવવા મથે છે.

પામતા માન તેવાઓ, પ્રભુના દરબારમાં;
રાજદરબારમાંયે તે શોભતા સોહતા જનો. ૬૫
ધ્યાન તે ગુરુમુખોનું એક છે ઈશને વિષે;
હુકમને બૂઝનારા તે રમે સુસ્થિર તે મહીં. ૬૬

બાદ ઈશ્વરના અપાર ભાવોનું[1] સૃષ્ટિવર્ણન શરૂ થાય છે:

§ બાળકો માત્ર બોલે છે, વિચારી ઈશને શકો;
ઈશની કૃતિઓનો ના કો સુમાર, કશી મિતિ.[2] ૬૭

પંજાબમાં એક એવી માન્યતા છે કે, નંદીનાં શિંગડાં ઉપર સૃષ્ટિ આખી ટકી રહી છે. આ માન્યતાને વિષય કરીને સૃષ્ટિનો સાચો આધાર ધર્મ છે, અને ધર્મની જનની દયા છે, એમ ગુરુ કહે છે:

§ કો કહે નંદીનાં શૃંગે ધરાઈ ધરતી રહી.
કેટલો ભાર તો ધારે શૃંગ એ સૃષ્ટિ આ તણો? ૬૮
લોકના લોક વ્યાપે છે, લોકની પર લોક છે.
અને તો નંદીની નીચે કોણ છે જોર આપતો? ૬૯
નંદી ના ધારતો સૃષ્ટિ, ધર્મ ધારે ધરા સદા;
દયા છે મૂલ તેનું, ને તે થકી સૃષ્ટિસૂત્ર આ
થાપિયું રાખિયું ઈશે, સુસ્થ, સંતુષ્ટ, સુસ્થિર. ૭૦

---

૧. અહીં આગળ વાચક ગીતાના અધ્યાય ૧૦-૧૧ નું વસ્તુ યાદ કરી શકે છે.

૨. આ સંબંધમાં ઉપર શ્લોક ૧૯ જુઓ.

આમ જે બૂઝતા તત્ત્વ હુકમનું–ધર્મનું જગે,
સત્યમાં રમતા તેઓ, સત્યમાં નિષ્ઠ તે થતા. ૭૧

આ જ ભાવ માટે ઉપર શ્લો. ૫૯ પણ જુઓ. શ્લો. ૪માં પૂછેલો મૂળ પ્રશ્ન પણ અહીં ધ્યાનમાં લેવા જેવો છે. કેમ કે એ પ્રશ્નના જ વિવિધરૂપે ઉત્તરો આ આખી વાણીમાં ગૂંથી નાખ્યા છે.

સૃષ્ટિનું ને ઈશ્વરનું આશ્ચર્યકારક ભાન છે. આના જ આધારે, જુઓ સુખમનીની અષ્ટપદી. ૧૦, ૧૧.

§ યોનિઓ, જીવ. જાતિઓ, રંગ ને નામ, એ બધું;
ઈશની સર્વ એ સૃષ્ટિ સદાયે વર્ણવે જનો. ૭૨
કો છતાં વર્ણવી જાણે? કેવડું થાય વર્ણન!
શક્તિ એ ઈશની કેવી! કેટલાં રૂપ સુંદર! ૭૩
કેટલાં દાન તે દેતો! કોણ, રે, એ કળી શકે!
શબ્દ એકે પ્રસાર્યું આ વિશ્વ, સૌ નદસાગરો. ૭૪

અને મૂળપદથી એનો ઉપસંહાર કરે છે:

§ ક્યાં મતિ માનવીની ને ક્યાં, પ્રભુ, શક્તિ તાહરી!
ન તુંમાં એક વારેયે લીન થઈ શકતો, પ્રભુ! ૭૫
ભાવતું જે તને, નાથ, તે જ છે ભલું, હે પ્રભુ;
તું જ એક નિરાકાર, સત્ય એક સનાતન. ૭૬

## ૧૭

§ અસંખ્ય ભક્ત ને પ્રેમી, પૂજકો જાપકો તથા;
તાપસો વેદના પાઠી, ધર્મગ્રંથો તણા તથા. ૭૭

અનેકો મનથી રૂહેતા ઉદાસી, યોગીઓ તથા;
અનેકો ચિંતતા તારાં ગુણ ને જ્ઞાન તત્ત્વને; ૭૮
સખી દાતાર ને શૂર જે સહે શત્રુખડ્ગને;
અસંખ્ય મુનિ ને ધ્યાની મૌન ધ્યાને રહે રત. ૭૯

§ ક્યાં મતિ માનવીની ને ક્યાં, પ્રભુ, શક્તિ તાહરી!
ન તુંમાં એક વારેયે લીન થઈ શકતો, પ્રભુ! ૮૦
ભાવતું જે તને, નાથ, તે જ છે ભલું, હે પ્રભુ;
તું જ એક નિરાકાર, સત્ય એક સનાતન. ૮૧

## ૧૮

§ અસંખ્ય મૂર્ખ ને અંધા, ઘોર, ચોર, હરામીઓ;
હૈયાસૂના હતાત્માઓ, જીવતા જોરજુલ્મથી; ૮૨
હત્યાકારી ગળાવાઢુ, પાપીઓ પાપજીવીઓ,
કૂડમાં કૂટતા જન્મ, કૂડ કર્મે રહે રત. ૮૩
કુત્સાખોરી કરી ખાયે કેટલાયે જીવો મળ;
નિંદકોયે અસંખ્યાત, નિંદાભાર વહે શિરે. ૮૪

§ નાનકો નીચ સૌ પેખી, વિચારી સાર આ કહે:
ન તુંમાં એક વારેયે લીન થઈ શકતો, પ્રભુ. ૮૫
ભાવતું જે તને, નાથ, તે જ છે ભલું, હે પ્રભુ;
તું જ એક નિરાકાર, સત્ય એક સનાતન. ૮૬

§ અસંખ્ય નામ ને સ્થાન, પાર ના લોકનો તથા:
અસંખ્ય એ કહેતાંયે દોષ છે શિરપે, ખરે!* ૮૭

છતાં કદી જો તે વર્ણવવું જ હોય તો સૃષ્ટિનું રહસ્ય 'અક્ષર'માં સમાવી શકાય છે. કેમ કે,

§ અક્ષરે નામ ને સ્તોત્ર, જ્ઞાન ને ગુણ ગીત વા;
અક્ષરે બોલતા વાણી, લેખ સૌ અક્ષરો મહીં. ૮૮
લલાટે જે લખાયું છે તેય અક્ષરમાં મહીં;
પરંતુ ઈશ લખનારો, ન તે છે બદ્ધ કો થકી:
હુકમ જે ફરમાવે તે, તેમ સૌ કો પ્રવર્તતું. ૮૯

હવે પછીની પીંડીમાં આવતા નામ-મહિમાનું પ્રસ્થાન કરે છે:

§ સૃષ્ટિની જેમ, હે ઈશ, નામ છે વ્યાપ્ત ને વડું;
સ્થાન ના કોઈ એવું છે, જ્યાં ન છે નામ, રે, તવ. ૯૦

§ ક્યાં મતિ માનવીની ને ક્યાં, પ્રભુ, શક્તિ તાહરી!
ન તુંમાં એક વારેયે લીન થઈ શકતો, પ્રભુ! ૯૧
ભાવતું જે તને, નાથ, તે જ છે ભલું, હે પ્રભુ;
તું જ એક નિરાકાર, સત્ય એક સનાતન. ૯૨

---

* એટલે કે, 'અસંખ્ય' શબ્દ પણ અધૂરો છે. તે વાપરીને પણ વર્ણવવા જતાં, ધૃષ્ટતા કર્યાના દોષથી મુક્ત નથી થઈ શકાતું.

## ૨૦

નામ-મહિમાની આ પૌડી તથા પછીની ૨૭મી સુધીની પૌડીઓ ભાવથી ઊભરાતાં સુંદર ભજનના નમૂના છે. એક જ ભાવ વારંવાર કહ્યા છતાં, ભક્ત-હૃદયને તે કઠવાને બદલે આનંદ-ને ભાવ-મગ્ન કરે છે.

§ હાથ ને પગ ને અંગો મેલથી ખરડાય જો,
ધોઈને વારિથી સ્વચ્છ જેમ સૌ કો કરી શકે; ૯૩
જેમ વા મૂત્રથી ગંદું વસ્ત્ર વા થાય જો કંઈ,
શુદ્ધ તે સાબુથી થાય; તેમ છે મન-મેલનું. ૯૪
પાપના સંગથી બુદ્ધિ થાય છે જે મલીન, તે
નામનો રંગ લાગ્યાથી થાય છે સ્વચ્છ નિર્મલ. ૯૫
'પાપી' કે 'પુણ્યશાળી' કો કહેવા માત્રથી ના બને;
કર્મ જેવાં કરો તેવાં સર્વ અંકિત થાય છે. ૯૬
વાવતો કર્મબીજો જે, સ્વયં તે લણતો જન;
નાનકો, હુકમને રાહે જન્મતો મરતો નર. ૯૭

## ૨૧

§ તીર્થ ને તપ કે દાન દયાનું કર્મ કોઈ વા —
સર્વ એ બાહ્યતાઓનું મૂલ્ય છે તિલમાત્ર, જો ૯૮
ચિત્તમાં નામ તારાને સુણીને ભાવથી ધરી,
તીર્થ એ આંતરે નાહી, શુદ્ધ જો ચિત્ત ના કર્યું. ૯૯

§ ગુણ તો સર્વ છે તારા, મારામાં નવ છે કશું;
તું નહીં ગુણ આપે તો તને કેમ ભજી શકું? ૧૦૦
સચ્ચિદાનંદરૂપી તું, ગુણકલ્યાણધામ તું;
તું થકી ઊપજી માયા, વેદ, ને બ્રહ્મદેવ સૌ. ૧૦૧
કો સમે, કો મિતિ વારે, કો રતે, માસ કોણ વા,
તેં રચી સર્વ સૃષ્ટિ આ — કોઈ છે જે કળી શકે? ૧૦૨
પંડિતો કાઝીઓ સૌએ પાર ના કોઈ પામતું;
પુરાણો કે કુરાને ના ઉકેલી કોઈ એ શકે. ૧૦૩
યોગીયે જાણતો ના કે, કો મિતિ વાર કે રત;
સૃષ્ટિનો એક જે સ્વામી, સ્વયં તે એક જાણતો. ૧૦૪

§ ઈશ એવો સ્તવાયે કે વર્ણવાયે કઈ રીત?
શું કર્યે થાય વા જ્ઞાત, ઈશ એ વાચ્યથી પર? ૧૦૫
એકથી એક શાણા[1] સૌ વર્ણવા જાય, તોય, એ;
વડો સાહેબ ને નામ વડું સર્જનહારનું. ૧૦૬
થાય જે ઈશનું ધાર્યું — એ જ માત્ર કથી રહું;
જે કહે, નાનકા, જાણું, ન તે શોભે તહીં પછી.[2] ૧૦૭

## ૨૨

§ પૃથ્વીની પાર પાતાળો કૈંક છે વર્તતાં, અરે;
અને આકાશનો અંત ક્યાં જઈ આવતો, ખરે! ૧૦૮

---

૧. તત્ત્વનું ડૂંપણું કરનારા પંડિતોને માટે આ કટાક્ષ છે.

૨. તહીં = ઈશદરબારમાં; પછી = મરણ બાદ.

માપતાં પામતાં સૌ એ થાકતો જીવ પામર;
ન લેખું જે તણું વર્તે, કોણ તે, તો, લખી શકે? ૧૦૯
વેદ ને શાસ્ત્ર સૌ એક વાતને કથી વામતાં:
એક ધાતુ તણો મૂળ રચ્યો આકાર આ સહુ. ૧૧૦
નાનકા, એટલું જાણું: વડો છે સર્વમાં વિભુ;
અને તેની વડાઈ તે, જાણે છે એ જ એકલો. ૧૧૧

૨૩

સ્તવે છે સ્તવનારાઓ મહિમા એ પ્રભુ તણો;
ન એનો પાર કો પામે: મહાસાગર એ વિભુ. ૧૧૨
નદીનાળાં ધરે જેમ સાગરે જલભાર ને,
ન જાણે કેવડો એ છે; તેમ છે વિભુ ને જન. ૧૧૩
પાદશાહોય જે મોટા દેશના, ધનમાલના,
તેય ના તુલ્ય કીડીને ઈશ જે ન વિસારતી. ૧૧૪

૨૪

સ્તુતિઓ એટલી તારી, ઈશ, ના કો કહી શકે;
અંત ના કાર્ય તારાંનો, અંત ના દાનનો તથા; ૧૧૫
અંત ના પેખવાનો ને અંત ના સુણવા તણો.
કોણ પામે તથા તારા કાર્યનો શો મનોરથ? ૧૧૬
કોણ વા પામનારો છે કેવડી રચના કરી?
આદિ કે અંત તેનો ના; ન તે કો પામશે કદી. ૧૧૭

કેટલાયે કરી થાક્યા તે કાજે વ્યર્થ ઝંખના;
કેટલુંયે કહો તોયે વધે તે, નવ ખૂટતું. ૧૧૮
વડો સાહેબ ને તેનું વડું છે સ્થાન; ને ખરે,
ઊંચથીયે અતિ ઊંચે નામ છે ઈશ એ તણું. ૧૧૯
એવડો ઊંચ જે હોય, તે જ તે ઊંચ જાણશે;
એવડો છે પ્રભુ એક; સ્વયં તે આપ જાણતો. ૧૨૦
નાનકો, આપણે જીવો જાણીએ એ જ એટલું:
પ્રભુની કૃપાદૃષ્ટિથી હોય પ્રાપ્ત શો કર્મનાં ફળ. ૧૨૧

૨૫

કરુણા તાહરી, ઈશ, લખી ના જાય એટલી;
વડો દાતા સહુ કોનો, ન લોભી રજમાત્ર છે. ૧૨૨
જોધ જેવા અસંખ્યાત માગતા, ઈશ, તું કને;
અને જે અન્ય માગંતા, ન તેની ગણના મળે. ૧૨૩
કેટલા પામીને તુંથી, વિકારોમાં ખપી મરે!
કેટલા દાન પામીને જાય છે મુકરી તુંથી! ૧૨૪
અને, રે, કેટલા મૂર્ખો પામતા, પણ ના લહે!
કેટલા દુઃખ ને ભૂખે સદાયે સબડ્યા કરે! ૧૨૫
આય, દાતાર, તારાં છે દાન, ઈશ – દયાનિધિ;
બંધ ને મોક્ષ, હે ઈશ, કૃપા તારી થકી બને;
અન્ય કો કાંઈ તેમાં ના કરી કે કારવી શકે. ૧૨૬

આ શ્લોકમાં શીખભક્તિની અનન્ય શ્રદ્ધા જે
રીતે બતાવી છે તે કોઈને પણ આકર્ષ્યા વગર નહિ

રહે. દુઃખ, પીડા ઇ૦ અનિષ્ટો પણ, હે દાતા, તારાં છે, એમ કહી પ્રપત્તિ સાધવી એ શીખધર્મની ભક્તિની ભારે છટા છે. દુઃખ શા માટે તે દે, એવો તરંગી કે તાત્ત્વિક સવાલ અહીં ચર્ચવાનું સ્થાન નથી. તે વિષેની ગુરુ નાનક જેવા ભક્તહૃદયની ઉક્તિ તરફ ધ્યાન ખેંચવા પૂરતી આ નોંધ છે.

કોઈ જો મૂર્ખ માને કે કરું હું કાંઈ એ વિષે,
ગર્વ તેવા તણી શિક્ષા તે જ જાણે કઈ મળે. ૧૨૭
જીવને શું ઘટે દેવું તું જ તે જાણતો, પ્રભુ;
તું જ દાતાર, ને, તેનો.—તોય તે કોણ જાણતું ? ૧૨૮
નાનકા, જેમને બક્ષે ભક્તિનું દાન, ઈશ, તું,
બાદશાહેય ત્યાં તુચ્છ, શાહનો શાહ તે સદી. ૧૨૯

## ૨૬

ઈશના ગુણનો ઓઘ અમોલો, ન કથી શકો;
અને વેપાર તેનો જે સૃષ્ટિ-સંસારનો બધો. ૧૩૦
અમોલો તેય; ને તેના ભર્યા ભંડાર ના ખૂટે;
અને એના ઘરાકોયે મૂલવ્યા જાય ના કદી. ૧૩૧
જાય ને આવતું ત્યાંથી અમોલું સર્વ તેય છે,
પ્રેમ તારો અમોલો છે, અમોલા પ્રેમમસ્ત જે. ૧૩૨
કાયદો ને કચેરી ને તોલ ને ત્રાજવાં તથા,
સર્વ, હે શ્રેષ્ઠ શ્રેષ્ઠી ઓ, અમોલું તાહરું ખરે. ૧૩૩

બક્ષિસો ને નિશાનીઓ, કૃપા ને ફરમાન સૌ,
ઈશ, તારાં અમોલાં છે, ન વર્ણ્યાં જાય કો થકી. ૧૩૪
અમૂલો, ઈશ, તું, તારું આ બધું કો કહી શકે?
કહેવા જાય જે આ તે શમે છે મૂકતા ધરી. ૧૩૫
વેદ-પાઠી, પુરાણીઓ, બ્રહ્માઓ, ઈંદ્ર, પંડિતો
ગોપીઓ, ગોપોના નાથ, શિવો ને સિદ્ધ પૂરૂષો; ૧૩૬
ને જે બુદ્ધો તથા તારા કરેલા, દેવદાનવો,
મહાત્માઓ, મુનિઓ, ને ઋષિઓ સેવકો સહુ; – ૧૩૭
સર્વ આ વર્ણતા તુંને, વર્ણવા વા મથે કંઈ;
વર્ણતાં વર્ણતાં કંઈયે અહીંથી જાય છે ઊઠી. ૧૩૮
અરે, આ સૃષ્ટિ જેવી જો સૃષ્ટિ તું નવીને રચે,
તોય ના, ઈશ, તારું તે પૂર્ણ વર્ણન કે શકે. ૧૩૯
મહત્તા તાહરી તે તું ભાવતી નેવડી કરે;
સત્ય છે, ઈશ, તું એક, જાણે નાનક તે હૃદે. ૧૪૦
યદિ કો જાય કહેવા તે વ્યર્થ વાણી બગાડતો;
જાણવો મૂર્ખમાં મૂર્ખ, લેખવો એ ગમારમાં. ૧૪૧

## ૨૭

§ કયું તે દ્વાર ને ક્યાં છે, ઈશ હે, ઘર તાહરું,
જ્યાં રહી જીવ ને સૃષ્ટિ સર્વ સંભાળતો, પ્રભુ? ૧૪૨
અસંખ્ય વાદ્ય ને તેના વગાડુઓય કેટલા!
રાગ ને રાગિણીઓથી કેટલા ગાયકો તવ! ૧૪૩

મરુતો, અગ્નિ ને પાણી કરે છે ગાન તાહરું;
ધર્મરાજા ઊભો દ્વારે કરંતો ગાન, રે, તવ. ૧૪૪
કર્મને તોલતો જેના લખાણે ધર્મરાજ, તે
ચિત્રગુપ્ત કરે તારા ગુણોનું ગાન, હે પ્રભુ. ૧૪૫
મહાદેવ તથા બ્રહ્મા, દેવી જે શોભતી તુંથી;
સર્વ તે ગાય, હે નાથ, ગુણો તારા સદા સહી. ૧૪૬
દેવ દેવેન્દ્ર યે ગાયે, ગાય છે સિદ્ધ સાધુઓ,
યતિ ને સત્યવાદીઓ, સંતુષ્ટાત્મા, મહા વીરો; ૧૪૭
યુગોના પંડિતો, વેદો, ને ઋષીશ્વર ગાય સૌ,
અપ્સરા, સ્વર્ગ ને મૃત્યુ તથા પાતાળ લોક સૌ; ૧૪૮
ચૌદ રત્નો, સહુ તીર્થો, જે બધું, ઈશ, તેં રચ્યું,
જોધ, મોટા-બળી શૂરો, જીવ જે ચાર જાતના; ૧૪૯
અરે, આ વિશ્વ જે આખું રચ્યું ને તેં ધર્યું, પ્રભુ,
તે બધું બ્રહ્મનું અંડ ગાય છે ગુણ તાહરા.* ૧૫૦
પ્રેમથી જેમણે ધારી ભાવ ને ભક્તિ તું પરે,
રસીલા ભક્ત તેઓયે ગાય છે ગુણ તાહરા. ૧૫૧
અન્ય કૈં ગાય છે, તેઓ આવતા ચિત્તમાં નહીં;
કેમ તેનો, અરે, ક્યાસ ખ્યાલ વા નાનકો કરે? ૧૫૨

---

* અહીં આગળ 'સુખમની'માં નીચેનો ભાગ જોવા જેવો છે— પ્રસ્તાવના, પા. ૨૯–૩૦. તે જ પ્રકારે અહીં આ પૌડી પણ ભક્તિનિરૂપણ કરે છે. 'જપુજી'ની વસ્તુને જ સુખમની વિસ્તારથી ગાય છે, એ તે પુસ્તકમાં મેં જણાવ્યું જ છે.

સત્ય સત્ય સદા તું જ, સત્ય સાહેબ, નામ છે;
તે જ છે ને સદા હોશે, ન જાયે ન જશે કદા. ૧૫૩
રંગ, દ્રવ્ય, અને ભાતો ભિન્ન ભિન્ન કરી કરી,
રચી આ સૃષ્ટિની માયા; જાય તે તોય તું સ્થિર. ૧૫૪
સૃષ્ટિનો સ્વામી તું દ્દષ્ટા, પેખતો દૃશ્ય આ સહુ;
ગાય છે દૃશ્ય એ તારો, કહે છે મહિમા વડો. ૧૫૫

§ ભાવતું જે તને, ઈશ, તે જ તું કરતો સહી;
અન્ય કો ના તને હુકમ કરી કે કારવી શકે. ૧૫૬
રાજરાજેન્દ્ર તું મોટો, હુકમ તારો પ્રવર્તતો;
હુકમ આધીન છે સર્વ, વર્તતું તેમ, નાનક.* ૧૫૭

૨૦ થી ૨૭ પૌડીઓમાં જે અનેક દેવદેવી તથા સૃષ્ટિનાં વર્ણન છે, તે પરથી એમ તો કોઈ નહિ જ માને કે નાનક એ બધામાં માને છે. હિંદુધર્મની પરંપરામાં ઊછરેલા તે, આ બધી વસ્તુઓને ધાર્મિક ને સાધક જીવનમાં કેમ ઘટાવવી તે બતાવે છે, એમ જ એમાંથી અર્થ નીકળે છે. બાકી એમનો પોતાનો વિશ્વાસ તો આ પૌડીઓના અંત્ય શ્લોકોમાં સચોટ નિરૂપ્યો છે. (જુઓ શ્લોક ૯૭, ૧૦૭, ૧૧૧, ૧૧૪, ૧૨૧, ૧૨૯, ૧૪૦, ૧૫૬–૭.)

હવે પછીની ૪ પૌડીઓમાં નવું જ પ્રકરણ શરૂ થાય છે.

---

* આ ૨૭ મી પીડી 'રહીરાસ' નામનો ગ્રંથસાહેબનો બીજો ખંડ છે તેમાં પણ આવે છે.

ગુરુ નાનક એમના જમાનાના અનેક પ્રકારના સંત મહાત્મા તથા સાધુસંન્યાસીઓને મળતા. તેમની જોડે તત્ત્વચર્ચા તો થાય જ. તેમાં તે જે કહેતા તે ભજનરૂપે ગાતા પણ ખરા, એમ નોંધાયેલું છે. અને તેવાં પ્રાસંગિક ભજનો પણ ગ્રંથસાહેબમાં સંઘરાયેલાં છે. આ નીચે આવતી ચાર પૌડીઓ ગુરુ નાનકની સિદ્ધ તથા નાથ કહેવાતા સાધુઓ જોડેની ચર્ચામાંથી છે, એમ મનાય છે.

નાથ લોકોએ ગુરુ નાનકને ભેખ લેવા ને પોતાની જમાતમાં ભળવાની વાત કરી તેના ઉત્તરમાં ગુરુ નાનકે રૂપક દ્વારા પોતાનો ભેખ વર્ણવ્યો. આ શૈલી જૂના ભક્તોમાં સર્વસાધારણ રૂપે મળે છે. સાધુના ભેખના સામાનની ચીજો લઈને એકે એકે પોતાના માનસ ભેખની તેને મળતી ચીજો કહે છે:

૬ કાનનાં કુંડળોરૂપી ખરે, સંતોષ રાખવો;
માન મહેનતની ઝોળી, વિભૂતિ ધ્યાનની ધરો. ૧૫૮
કાળ છે સર્વની કેડે — એ જ જ્ઞાનની ગોદડી;
અને કન્યા તણી કાયા જેમ છે શુદ્ધ ને શુચિ, ૧૫૯
તેમ હો આપણી *યુક્તિ; દંડ હો બુદ્ધિનિશ્ચિતિ.

---

* યુક્તિ = રહેણી, રીતભાત એ અર્થ સમજવો. આવો મૂળ સંસ્કૃત અર્થ જપજીમાં પણ એ જ શબ્દ દ્વારા વ્યક્ત કર્યો છે.

આઈ-પંથ[1] અમારો છે સર્વની વિશ્વબંધુતા; ૧૬૦
જો જીતો મનને, મિત્ર જિતાયું જગ સર્વ આ.
અને 'આદેશ'[2] તો તેને જે, ખરે, આદિ ઈશ છે; ૧૬૧
સર્વનો આદિ ને શુદ્ધ, નાશ ના જેહનો કદા,
જુગના જુગ જે એક વેશ ધારી રહ્યો સ્થિર. ૧૬૨

## ૨૯

હવે પછી ભોજનને અંગે રૂપક ચાલે છે:

જ્ઞાન હો ભોગને સ્થાને, દયા ભંડારિણી તથા;
નાદ[3] હો વાજતો જે છે ઈશનો ઘટ સૌ મહીં. ૧૬૩
અને છે 'નાથ' તો આપ નાથતો સૃષ્ટિ જે સહુ,
સૂત્રમણિગણો જેમ, ઈશ તે નાથ સૌ તણો. ૧૬૪
રિદ્ધિ ને સિદ્ધિનો સ્વાદ તે ઘટે જન અન્યને;
ઈશના હુકમને લેખે ફળંતું ભાગ્ય સૌ તણું : ૧૬૫

---

૧. આઈ-પંથ — ગોરખનાથની એક શિષ્યા આઈ કરીને હતી તેના પંથનો કદાચ ઉલ્લેખ છે. પ્રશ્નકાર એ પંથનો હશે. ગુરુ નાનક કહે છે, મારો 'આઈ-પંથ' એટલે સર્વ સાથે બંધુતા. આઈ-પંથ પણ એ જ તત્ત્વમાં મુખ્યપણે માને છે.

૨. આદેશ — નાથ લોકો મળે ત્યારે નમસ્કાર કરતી વેળા 'આદેશ' એમ કહીને નમન કરે છે. નાનક કહે છે, અમારો આદેશ તો તેને — આદિ ઈશને છે. આ છેલ્લી ત્રણ કડીઓ ચારે પૌડીનું ધ્રુવપદ છે.

૩. સાધુઓનો ભંડારો હોય ત્યારે જમવા ઊઠવાનું કહેવા અમુક નાદ કરવાનો વિધિ છે તેને અનુલક્ષીને આ રૂપક છે.

યોગ વિયોગ એ બેથી ચાલતું કાર્ય સૃષ્ટિનું.
અને 'આદેશ' તો તેને જે, ખરે, આદિ ઈશ છે; ૧૬૬
સર્વનો આદિ ને શુદ્ધ નાશ ના જેહનો કદા;
જુગના જુગ જે એક વેશ ધારી રહ્યો સ્થિર. ૧૬૭

## ૩૦

§ એક માતા મહામાયા, ઈશની જુક્તિએ કરી,
જણ્યા તેણે ત્રિપુત્રોને, જે પ્રસિદ્ધ સહુ વિષે. ૧૬૮
એક સંસારી બ્રહ્મા અને એક ભંડારી વિશ્વનો,
એક ત્રીજો મહાદેવ લાવતો અંત સૌ તણો. ૧૬૯

ત્રિમૂર્તિની આ કલ્પનાનો અર્થ કેટલાક ત્રિગુણમાં પણ ઘટાવે છે. ગુરુ નાનક એક પ્રચલિત માન્યતા તરીકે એને રજૂ કરીને પોતાનો વિશ્વાસ પછીના શ્લોકોમાં કહે છે:

ઈશને ભાવતું જેમ તેમ તે ફરમાવતો;
તે તણા ફરમાનેથી ચાલતું જગતંત્ર આ. ૧૭૦
દેખતો તે, ન દેખે કો, વડું આશ્ચર્ય એ, ખરે.*
અને 'આદેશ' તો તેને જે, ખરે, આદિ ઈશ છે; ૧૭૧
સર્વનો આદિ ને શુદ્ધ, નાશ ના જેહનો કદા;
જુગના જુગ જે એક વેશ ધારી રહ્યો સ્થિર. ૧૭૨

---

* ઈશ્વર સૌને દેખે પણ તેને કોઈ ન દેખે, એ ભારે આશ્ચર્ય છે. ઈશ્વરસ્વરૂપનું આવું વર્ણન ગીતાકાર પણ કરે છે:—અ૦ ૭: ૨૬; ૯: ૪–૬ વગેરે.

## ૩૧

ઈશનું સ્થાન સર્વત્ર, સાથ ભંડાર છે બધે;
જીવ જે પામતો તે સૌ તે દઈ એક વાર દે. ૧૭૩
કરે સૃષ્ટિ અને પેખે ઈશ સર્જનહાર એ;
નાનકા, સત્ય છે કાર્ય, સત્ય જે પ્રભુ તેહનું. ૧૭૪
અને આદેશ તો તેને જે, ખરે, આદિ ઈશ છે;
સર્વનો આદિ ને શુદ્ધ, નાશ ના જેહનો કદા;
જુગના જુગ જે એક વેશ ધારી રહ્યો સ્થિર. ૧૭૫

## ૩૨

છેવટની પૌડીઓ સાધના-માર્ગને ટૂંકમાં વર્ણવનારી છે. તેનો પ્રારંભ શીખ પ્રધાન-સાધન નામ-જપથી કરવામાં આવ્યો છે:

§ એકની જીભ હો લાખ, લાખની વીસ લાખ વા;
અને એકેકથી બોલું લક્ષધા જગદીશ હું: ૧૭૬
અને એને જપંતો જો ઈશને રાહ હું ચડું,
સીડી એ ઝાલીને પામું ઐક્ય એ ઈશ સાથનું. ૧૭૭
સુણી આકાશની વાત કીટ ત્યાં ચડવા ચહે!
સર્વ કો આ સીડી વાટે માર્ગ એ જઈ ચડી શકે. ૧૭૮

આકાશ જેટલા ઊંચા એવા ઈશને પહોંચવાની વાત શ્લોક ૧૭૬-૭માં કરી. આ માર્ગ તો એવો સહેલો લાગે છે કે તેથી જમીન પર સળવળતું

એક જીવડું પણ તે ચડવા મન કરવા લાગ્યું ! — મૂળમાં જે કડી છે તેનો શબ્દાર્થ ૧૭૮મા શ્લોકનાં પ્રથમ બે ચરણો જેટલો છે. પછીનાં બે ચરણોમાં તે વ્યંગ્યાર્થનો સાદો મર્મ મેં મૂક્યો છે. આ જગાએ અનેક ટીકાકારો જુદા જુદા અર્થ પણ કરે છે. મેં આ સ્વીકાર્યો છે. ઈશ્વરને રસ્તે જવા સૌ સમાન છે, કોઈ ઊંચો કે નીચો નથી, એ ભાવ આની પછીની પૌડીને અંતે પણ છે. આ શ્લોકને પણ એને અનુરૂપ અર્થ આપવો એ જ યોગ્યતર ગણાય. અને આખા અર્થ-પ્રવાહમાં પણ આ અર્થ બેસે છે.

નામજપ દ્વારા ઝાલવાની જે સીડી બતાવી તે એવી છે કે સૌ કોઈ તે ઝાલી શકે. એને માટે ધનમાલ કે દરજ્જો, ખાસ જાતપાત કે રંગ, કશાની જરૂર નથી. આ એવું ઉચ્ચ આકાશ છે કે ત્યાં કીટ પણ ચડી શકે. કારણ કે, સાધનાની ચડાઈ ચડવા જે જરૂરનું છે તે આટલું જ કે:

**§ નાનકા, નાથની જો હો કૃપાદૃષ્ટિ, પમાય તો;**
**અન્ય સૌ માર્ગ છે મિથ્યા વ્યર્થ, ને, બકનાર તે.* ૧૭૯**

## ૩૩

અને આ કૃપાનો મહિમા વર્ણવે છે, કેમ કે જીવને તે વિના બીજા કશાનો આધાર ક્યાં છે? —

* ૧૭૮, ૧૭૯ એ બે શ્લોકના મૂળનો જ જો શબ્દાનુવાદ કરવો હોય તો આટલો જ છે:

સુણી આકાશની વાત, કીટ તે વાંછના કરે;
જૂઠાની જૂઠ છે શેખી; કૃપાથી, નાનકા, લહે.

§ જીવને જોર ના કાંઈ બોલવા, ચૂપ કે થવા;
માગવાનુંય ના જોર, દાનનું નથી જોર વા; ૧૮૦
જીવવાનું નથી જોર, મરવાનુંય જોર ના;
રાજ્ય ને માલથી ચિત્તે માતવાનુંય જોર ના; ૧૮૧
ધ્યાન કે ઈશનું જ્ઞાન નથી જોર વિચારવા;
જોર ના, જુક્તિ ના છે કો, જાય જેથી છુટી ભવાટવી. ૧૮૨

§ જોર છે હાથ જેનામાં, ઈશ તે રચી રક્ષતો;*
નાનકા, ઉચ્ચ ને નીચ કોઈ ના, સૌ સમાન છે. ૧૮૩

ઈશ્વર આગળ, નેમની પાલનતામાં સૌ જીવો સમાન છે. ઈશ્વરના દરબારમાં અહીંની ઉચનીચતાનું લેખું ક્યાં હોય છે? ઈશ્વરને પહોંચવા સૌ કોઈ સમાનતાથી ચાલી શકે છે, કેમ કે તે ક્ષેત્રમાં દરેક પોતે પોતાનો શત્રુ કે પોતાનો મિત્ર છે.

---

* મૂળ આમ છે:—जिसु हथ जोर करि वेखै सोइ। અને એનો એવો અર્થ પણ બતાવાય છે કે,

'જોર જો હાથ કોનામાં દાખવે કરી તો ખરો!'

—કોઈ ને ગર્વ હોય કે હું જોરાવર છું તો દાખવી બતાવે તો ખરો! પણ મેં તે અર્થ રદ કરી, આપેલો છે તે અર્થ લીધો છે. આવા જ અર્થનું ઉપર પણ છે: 'करि करि वेखै सरजनहारु' (શ્લોક ૧૭૪) અને એ અર્થ બરાબર બંધબેસતો પણ છે. આવા જ અર્થનું પછી ૩૭મી પૌડીમાં પણ આવે છે: करि करि वेखै। જુઓ શ્લોક ૨૦૦ મો.

આ પૌડીથી શરૂ થઇ ૩૭મી સુધી 'ખંડો'-નું વર્ણન આવે છે. આ 'ખંડ' પુરાણકારોના 'લોક'ને મળતો શબ્દ લાગે છે. સૂર્યલોક, ચંદ્રલોક, બ્રહ્મલોક ઇ૦ શબ્દો સ્થૂલ ભૂગોલ-વિષયક નથી; તે સાધકની અવસ્થાના ભેદો પ્રમાણે ગતિસૂચક છે. આ 'ખંડ' પણ એવી જ રીતનો સાધકની અવસ્થાનો સૂચક છે. જપજીમાં આવા પાંચ ખંડો બતાવ્યા છે: (૧) 'ધરમખંડ', (૨) 'ગિઆનખંડ', (૩) 'સરમખંડ', (૪) 'કરમખંડ', (૫) 'સચખંડ'. આ પાંચે ખંડનું બયાન તે તે પૌડીમાં આવશે, અને તેને વિષે પ્રસ્તાવનામાં કાંઈક ચર્ચા કરવાનો ઇરાદો હોવાથી, અહીં આટલો નિર્દેશ માત્ર કર્યો છે.

૩૪મી પૌડીમાં ૩૩મી પૌડીના અંત્ય શ્લોકનો ભાવ વધારે સ્પષ્ટ કરે છે ને તે જ 'ધરમખંડ'નું વર્ણન પણ છે:

§ દિન ને રાત ને વાર, તિથિ ને ઋતુઓ તથા;
વાયુ, અગ્નિ અને પાણી, પાતાળો રચિયાં પ્રભુ. ૧૮૪
તે સહુ મધ્યમાં સ્થાપી ધરા, જે ધર્મક્ષેત્ર છે,
અનેક રૂપ ને રંગ, નામોના જીવથી ભરી. ૧૮૫

આ પ્રમાણે સ્થૂલ પૃથ્વી પ્રભુએ રચી છે. ગીતાની ભાષામાં [જુઓ અ. ૭-૪,૫] જોઈએ તો, જડ પ્રકૃતિ ને જીવરૂપ પ્રકૃતિ આ પ્રમાણે ઈશ્વરે રચી છે. તેમાં જીવસૃષ્ટિનો કાયદો આમ છે કે:

§ કર્મ જેવાં કરે તેમ જીવને ગતિ (પ્રભુ) આપતો;
સત્ય સાહેબ છે આપ, સત્ય તે-દરબાર[1] છે. ૧૮૬
અને ત્યાં શોભતા તેઓ[2] પંચ જે પરમાણ છે,
પ્રભુની રૂહેમની છાપ પડે છે જેમની પરે. ૧૮૭

આ ધર્મખંડમાં સહુ સમાન છે. અને જો કોઈની ખાસ કદર ત્યાં હોય તો સંત-સાધુ પુરુષની છે, કેમ કે કર્મના કાયદાથી વધીને તેમણે પ્રભુકૃપાની પોતા પર છાપ મેળવી છે. એટલે આ ખંડનું રહસ્ય જુઓ તો આટલું છે કે:

નાનકા, ઈશદરબારે જવાનું એકલા સહુ;
અને ત્યાં તોલશે સૌનાં કર્મના સાર-દોષને. ૧૮૮

## ૩૫

§ એમ છે ધર્મને ખંડે કાયદો કર્મભૂમિનો.
વિજ્ઞાન-ખંડનો જે છે, કહું તે વર્ણવી હવે:— ૧૮૯
મરુતો, અગ્નિ ને પાણી, ક્‌હાન ને ઈશ કેટલા!
કેટલા બ્રહ્મદેવો જે રૂપ રંગ રચે સહુ! ૧૯૦
કેટલી કર્મભૂમિઓ! કેટલા ધ્રુવ નારદો!
ઇંદ્ર, ચંદ્ર, તથા દેવો, મંડળો, દેશ કેટલા! ૧૯૧

---

૧. તે-દરબાર = તેનો (સાહેબ - પ્રભુનો) દરબાર.

૨. આનો અર્થ લેવા જુઓ શ્લોક ૬૪. તે જ પદ અહીં વાપરેલું છે.

કેટલા બુદ્ધ ને સિદ્ધો, નાથો ને દેવદાનવો;
દેવીઓ, દેવીરૂપીઓ, મુનિઓ, રત્ન, સાગરો! ૧૯૨
કેટલી યોનિઓ, વાણી! કેટલાં રાજવીકુલો;
કેટલા સેવકો, જ્ઞાની! — નાનકા, અંત ના કંઈ. ૧૯૩

## ૩૬

એમ તે જ્ઞાનને ખંડે પ્રચંડ જ્ઞાન-તેજસ,
નાદ, વિનોદ, આનંદ ક્રોડરૂપે તથા તહીં. ૧૯૪

ધર્મખંડ, એટલે કે, આ મનુષ્યલોક, તેનો કાયદો ૩૪મી પૌડીમાં કહ્યો. હવે ત્યાં રહેતા જીવની સાધનાનો આરંભ વર્ણવતાં પ્રથમ પ્રશ્ન એ જ આવે — 'किमिदं सर्वम्'?—આ દૃશ્ય બધું શું છે? અને એ પ્રશ્નનો ઉત્તર તે જ આ 'ગિઆન-ખંડ'. મેં એનો અનુવાદ 'વિજ્ઞાન-ખંડ' (શ્લો. ૧૮૯ જુઓ) અને આ શ્લોકમાં 'જ્ઞાન-ખંડ' કર્યો છે. મૂળ શબ્દ તો, આગળ એક નોંધમાં કહ્યું એમ, 'ગિઆન-ખંડ' છે. આમ ભેદ કર્યો છે તેથી વસ્તુતાએ ભેદ નથી, કેમ કે આ જ્ઞાન-ખંડનું જ્ઞાન એટલે જેને ગીતા 'વિજ્ઞાન' કહે છે તે જ છે. ગીતા અ૦ ૭-૨માં જ્યાં આ જ વસ્તુની ચર્ચા છે, ત્યાં વાચક જોશે તો આ બેઉ શબ્દો સાથે જ વપરાયા છેઃ-

ज्ञानं तेऽहं सविज्ञानम् ... ...

સરખામણી ખાતર સૂચવું તો, જપજીની આ પૌડીઓ ગીતા અ૦ ૭ના પ્રકરણનું જ વસ્તુ પોતાની સાદી રીતે ચર્ચે છે.

આ જ્ઞાન-ખંડમાં પડેલાને માટે જપજી કહે છે: ત્યાં કરોડો રીતે નાદ, આનંદ, વિનોદ વગેરે હોય છે. આ પ્રદેશ બહુ શાખાવાળો, અનંત છે. પ્રકૃતિ-દર્શનનો અનંત રસ એ ખંડમાં રહેલો છે. પરંતુ, સાધકે એની પાર જવાનું છે: એમ પ્રકૃતિને જાણી તેને પામી જઈને તેણે 'શ્રમ-ખંડ'માં આગળ વધવું જોઈએ. અહીં સુધી એ અવ્યવસાયાત્મિકા બુદ્ધિ-વાળો હોય; હવે એણે વ્યવસાયાત્મિકા બુદ્ધિથી સાધનાનો શ્રમ શરૂ કરવો જોઈએ. આગળ સાધનાનો ક્રમ સમજાવતાં ગુરુ હવે એ ખંડનો ઉલ્લેખ કરે છે:

§ શ્રમનો* ખંડ જે તેમાં ઘડાયે રૂપ સુંદર,
અનુપમ, અસંખ્યાત, વર્ણવી કોઈ ના શકે. ૧૯૫
ખંડ આમાં ઘડાયે છે જ્ઞાન ને મતિ ધ્યાન; ને
સુરો, સિદ્ધો તણી સૂધ તેય ત્યાં જ ઘડાય છે. ૧૯૬

## ૩૭

આમ શ્રમખંડમાં સાધકો આવે છે, અને પોતાના સાધના-શ્રમથી અનેક પ્રકારનાં સુંદર રૂપોવાળા બને છે. આ ખંડમાં જ્ઞાન, ધ્યાન, બુદ્ધિ વગેરે શક્તિઓ ઘડાઈને માનવ્યના સુંદર નમૂના બને છે.

એમ પ્રયત્નશીલ તો અનેક હોય છે. પરંતુ — 'यततामपि सिद्धानां कश्चिन्मां वेत्ति तत्त्वतः', કેમ કે

---

* 'સરમ' મૂળ શબ્દને શરમ, શ્રમ, અને શર્મ (=શાંતિ) એમ ત્રણ રીતે જુદા જુદા અર્થકારો સમજાવે છે. મેં શ્રમ અર્થ સ્વીકાર્યો છે.

'तेषां ज्ञानी नित्ययुक्त: एकभक्तिर्विशिष्यते.' तेने ઈશ્વરની કૃપા મળે છે, તેની વરણી થાય છે: પ્રભુની રહેમની છાપ એ લોક પર પડે છે. આ અવસ્થાને જ જપજીમાં 'કરમ-ખંડ' કહે છે. 'કરમ' એટલે પંજાબીમાં બક્ષિસ, કૃપા-પ્રસાદ એવો અર્થ છે; ને એ અર્થમાં જપજીમાં અન્યત્ર આવે પણ છે. કેટલાક અર્થકારો 'કર્મ' અર્થ ઘટાવે છે. પણ આ 'કર્મ-ખંડ' તો 'ધરમખંડ'માં સમાઈ ગયો, એટલે એ અર્થ લેવો જરૂરી નથી. ને હું આ પૌડીઓનો સળંગસૂત્ર અર્થ જે રીતે ઘટાવતો આવ્યો છું, તે મુજબ આ 'પ્રસાદ'નો અર્થ વધારે બંધબેસે છે. ભક્તોનો ઈશ્વરકૃપાનો આ સિદ્ધાંત સંતધર્મનો એક સ્તંભ છે એ પણ યાદ કરીએ. અને આ ખંડનું જે વર્ણન આવે છે તે પ્રભુનો પ્રસાદ પામેલા લોકને વધારે અનુરૂપ પણ છે.

§ કૃપાનો ખંડ જે તેનું જોર[1] લક્ષણ એક છે;
જોધ, શૂર બળી મોટા વિણ અન્ય ન કોઈ ત્યાં. ૧૯૭
રામ જેવા બળે પૂરા મહા જોધ વસે તહીં;
અને સીતા સમી સ્ત્રીઓ; રૂપ કો કથી ના શકે. ૧૯૮
રામ તેને[2] હૃદે વાસે, મરે ના, ન ઠગાય[3] તે;
ભક્ત રાચે, વસે ત્યાંહી, સત્યને ચિત્તમાં ધરી. ૧૯૯

---

૧. પૌડી ૩૩ જુઓ. જીવમાં જોર નથી; ઈશ્વરમાં — તેની કૃપામાં જોર છે ને તે વડે જ તરી શકાય છે. એટલે કે, કૃપા-ખંડમાં પ્રવેશતાં જ જોર મળી શકે છે, જે દ્વારા પછી જીવ તરી શકે છે.

૨. એટલે, આ ખંડના લોકને.

૩. ષડ્રિપુ વગેરેથી ન ઠગાય. તેઓની વાસના નિર્મૂળ થઈ જાય.

અને આમ પ્રસાદ પામેલ સાધક જપજીના આદિમાં પૂછેલા પ્રશ્નની (જુઓ શ્લોક ૪) સર્વોત્તમ દશાને પામે. તે દશાને 'સચ-ખંડ' કહે છે. ને ત્યાં 'સચ્ચા-સાહેબ'—સત્યસ્વરૂપ પરમાત્માનો વાસ છે: તે પરમધામ છે. અને હવે એ ખંડનું વર્ણન કરે છે:

§ સત્યના ખંડની માંહે નિરાકાર વસે પ્રભુ;
કરે તે સૃષ્ટિ ને રક્ષે, કૃપાથી ન્યાલ તે કરે. ૨૦૦
ખંડ ને મંડળો સર્વે, તથા બ્રહ્માંડ સર્વ ત્યાં;
કોઈ જો વર્ણવા જાય, અંત તેનો ન પામશે. ૨૦૧
લોકના લોક ને સર્વ સૃષ્ટિ સાકાર ત્યાં રહી;
હુકમ છે જેમ તેઓને, તેમ તે સર્વ ચાલતાં. ૨૦૨
જીવ તે જોઈ, જાણીને, વિચારી રાચતો; પણ,
નાનકા, વર્ણવાનું તો શક્ય ના; અઘરું, અરે! ૨૦૩

## ૩૮

સચખંડમાં જવા ઇચ્છનારાએ કયો શ્રમ ત્યારે કરવો? એક સુંદર રૂપકથી આ શ્રમ વર્ણવ્યો છે:

§ ધૈર્ય સોની, અને પાડ* યત્ન સંયમની કરી,
બુદ્ધિ એરણ, ને જ્ઞાન-શબ્દના ઘણની વતી, ૨૦૪
તપસ્યા-અગ્નિને ફૂંકી,—ઈશનો ભય ભૂંગળી,—
પ્રભુના પ્રેમની મૂસે નામ-અમૃત મૂકીને,
સત્યની ટંકશાળામાં, ઘડાયે શબ્દ એ રીતે. ૨૦૫

---

* સોનીની કામ કરવાની જગા. મૂળ પંજાબી શબ્દ 'પાહારા' છે, એ તરફ ભાષાશાસ્ત્રીઓનું ધ્યાન ખેંચવા જેવું છે.

ઈશની જે દયા પામ્યા તેઓ આ કામ પામતા,
નાનકા, ન્યાલ તે થાતા કૃપાનિધિ-કટાક્ષથી. ૨૦૬

### શ્લોક

જપજીનો ઉપસંહારક આ શ્લોક ગુરુ અંગદે રચ્યો હોય એમ મનાય છે. એક બે ફેર સાથે, આ શ્લોક એમની વાણીમાં પણ મળે છે:

§ ગુરુજી પવન, પાણી છે પિતા સર્વનો, ને
ધરતી મહત તે છે સર્વની માત રૂડી.
દિવસ રજની બે છે દાસ દાસી સહુની;
સકલ જગત તેમાં ખેલતું રાચતું રહે. ૨૦૭

અને જીવો તણાં કર્મ સારાં કે નરસાં સહુ,
ધર્મરાજા તણી સામે વંચાશે સર્વનાં; અને, ૨૦૮
આપણાં જે કર્યાં તેમ પામશે સર્વ ત્યાં થકી:
કો જશે ઈશની પાસે, કો થશે દૂર તે થકી. ૨૦૯

જેમણે નામને ધ્યાયું, ગયા તે દુઃખને તરી,
નાનકા, ઊજળે મોઢે; કેટલા અન્ય છૂટશે! ૨૧૦

## પરિશિષ્ટ

# ઈશ્વર છે

પત્રલેખકો ઘણી વાર મને 'યંગ ઇન્ડિયા'માં ઈશ્વર-વિષયક પ્રશ્નોના ઉત્તર આપવા જણાવે છે......એવા બધા પ્રશ્નોની એમાં ચર્ચા કરવાની તો મારી શક્તિ નથી; પણ નીચેના પ્રશ્નનો ઉત્તર આપવો જ જોઈએ:

"૧૨-૫-૧૯૨૭ (પા. ૧૪૯) ના 'યંગ ઇંડિયા'માં આપે લખેલું વાંચ્યું કે, 'આ જગતમાં, જ્યાં એક સત્ય-સ્વરૂપ ઈશ્વર સિવાય બીજું બધું જ અધ્રુવ છે, ત્યાં ધ્રુવતાની આશા રાખવી એ ખોટું છે એમ મને લાગે છે.' પા. ૧૫૨ પર આપ લખો છો: 'ઈશ્વર સતત સહન કરનાર ધીરજવાળો છે. અમુક નિશ્ચિત ગાળે તે ગંભીર ચેતવણીઓ આપતો રહે છે. બાકી તે જુલમગારને હાથે કરીને પોતાનું મોત વહોરવા દે છે.'

"હું નમ્ર ભાવે જણાવવા ઇચ્છું છું કે, ઈશ્વર ધ્રુવ નથી. સર્વત્ર સત્યનો પ્રસાર કરવાનું એનું કાર્ય હોવું જોઈએ. તો પછી, તે અનેક જાતના દુષ્ટ લોકોને જગતમાં ભારરૂપ શું કામ થવા દે છે? નફ્ફટ ખરાબ લોકો જ્યાં ત્યાં ફાવે છે ને પોતાનો ચેપ ઉદાડચે જાય છે, અને એમ કરીને અનીતિ તથા અપ્રમાણિકતાનો વારસો જગતને આપતા જાય છે. ઈશ્વર જો સર્વજ્ઞ ને સર્વશક્તિમાન છે, તો પોતાની સર્વજ્ઞતાથી તે દુષ્ટતા ક્યાં છે' તે ન જાણી લે? અને પોતાની સર્વશક્તિમત્તાથી તેને જડમૂળથી જ દૂર કરી વધતી જ ન રોકે? એ રીતે દુષ્ટ લોકની દુષ્ટતાને તે ફાલતી જ કેમ ન અટકાવે?

"અને ઈશ્વરે સતત સહતા ને ખામોશી રાખતા શું કામ રહેવું જોઈએ? એ જો એવો રહે તો એ અસરેય શી પાડી શકે? જગત

રાજા વિષે હું અજ્ઞાન હોઉં કે તે નથી એમ કહું તેથી મારું કાંઈ ન વળે; તેમ જ ઈશ્વર અને એનો કાયદો નથી એમ કહેવાથી હું કાંઈ તેના અમલમાંથી મુક્ત નથી થઈ શકતો. પણ, જેમ દુનિયાની રાજસત્તા સ્વીકાર્યાથી જીવનમાં સરળતા થાય છે, તેમ નમ્રભાવે ને મૂકતાથી આ દિવ્ય સત્તાને સ્વીકારીને જો હું ચાલું તો જીવનયાત્રા સરળ થાય છે.

જરૂર મને આ બાબતની ઝાંખી થાય છે કે, મારી ચોતરફ બધું પરિવર્તનશીલ છે, મરણધર્મી છે, પણ તે બધા પરિવર્તનની પાછળ, તે સર્વના અધિષ્ઠાનરૂપે, તે બધાની સર્જક, સંહારક અને ધારક એવી સનાતન ચેતનશક્તિ રહેલી છે. આ ચેતનશક્તિ કે પરમ આત્મા તે જ ઈશ્વર. અને આ બીજું બધુંય, જે ઇંદ્રિયગમ્ય છે, તેમાંનું કશું જ ધ્રુવ નથી, કે ન હોઈ શકે; એટલે તે ઈશ્વર એક જ છે.

અને આ શક્તિ મંગલ છે કે અમંગલ? હું તેને શુદ્ધ મંગલરૂપ જાણું છું. કેમ કે, હું જોઉં છું કે, ચોમેર મૃત્યુમાં જીવન ધ્રુવ છે, અસત્યમાં સત્ય ટકે છે, અંધકારમાં જ્યોતિ ઝગે છે. અને તે પરથી હું સમજું છું કે, ઈશ્વર જીવન છે, સત્ય છે, તેજ છે. તે પ્રેમમૂર્તિ છે, તે પરમ માંગલ્ય – શિવ છે.

ઈશ્વર-તત્ત્વ બુદ્ધિગમ્ય હોય તોય, તે જો માત્ર બુદ્ધિને જ સંતોષે તો તે ઈશ્વરપદને યોગ્ય નથી. તે સારુ તો તેણે હૃદયસ્વામી હોવું જોઈએ, હૃદયને પલટી જાણવું જોઈએ. એના ભક્તના દરેક અને નાનામાં નાના કાર્યમાં પણ તેણે દેખાવું જોઈએ. આવું તો, પાંચ ઇંદ્રિયોથી પડતી પ્રતીતિના કરતાં તો ક્યાંય ચડે એવો ચોક્કસ સાક્ષાત્કાર થયો હોય, ત્યારે જ બની શકે. ઇંદ્રિયજ્ઞાન ગમે તેવું સાચું

લાગે તોય તે ખોટું ને ભ્રામક હોઈ શકે,— ઘણી વાર હોય છે. જે સાક્ષાત્કાર ઇંદ્રિયથી પર છે તે અચૂક સાચો હોવાનો. તેની સાબિતી બાહ્ય પુરાવાઓથી નથી મળતી; પરંતુ જેમણે ઈશ્વરને અંતરમાં પ્રગટ જોયો છે તેમના પલટાયેલા વર્તન અને ચારિત્ર્ય પરથી મળે છે. અને આવા પ્રકારની સાબિતી, દરેક દેશ પ્રદેશના સંત મહાત્માઓની અતૂટ પરંપરાનો જે અનુભવ આપણી સામે પડેલો છે. તે છે. આ સાબિતીને ઇન્કારવી એ પોતાની જાતને જ ઇન્કારવા બરોબર છે.

આવા સાક્ષાત્કારની પૂર્વપીઠિકા અચલ શ્રદ્ધા છે. ઈશ્વરના અસ્તિત્વનું સત્ય જેણે પોતાના જીવનથી જોવું હોય તેણે તેને માટે જીવંત શ્રદ્ધા રાખવી જોઈશે. અને શ્રદ્ધા રાખવા માટે કારણો બાહ્ય પુરાવાથી નથી મળી શકતાં. એટલે સલામતમાં સલામત રસ્તો એમ માનીને ચાલવામાં છે કે, વિશ્વ નીતિને કાયદે ચાલે છે; નીતિનો કાયદો — સત્ય અને પ્રેમનો કાયદો જગતમાં સર્વોપરી છે. અને શ્રદ્ધાથી ચાલવાનું સીધામાં સીધું ત્યારે થાય કે જ્યારે આપણે મનથી સ્પષ્ટ નિર્ણય કરી દીધો હોય કે સત્ય ને પ્રેમનું વિરોધી જે કાંઈ હોય તે બધું જ આપણે ફેંકું વાળીને દૂર રાખીશું.

પણ આ બધું લખીને હું પત્રલેખકની દલીલનો ઉત્તર નથી આપતો. હું એમની આગળ કબૂલ કરું છું કે, બુદ્ધિથી તેમને વિશ્વાસ બેસાડી આપવા મારી પાસે દલીલ નથી. શ્રદ્ધાશક્તિ બુદ્ધિશક્તિથી પર છે. એટલે, હું તો એટલી જ એમને સલાહ આપી શકું છું કે, એ અશક્ય વાતમાં માથું ન ફૂટતા. કોઈપણ બુદ્ધિનો પ્રયોગ કરીને હું જગતમાં અનિષ્ટની હયાતીની સમજણ નથી આપી શકતો. એમ કરવાની ઇચ્છા

કરવી એટલે ઈશ્વરની બરાબરી કરવા જેવું છે. એટલે, અનિષ્ટ છે તેવું છે એમ નમ્ર ભાવે સ્વીકારીને હું ચાલું છું. અને જગતમાં ઈશ્વર અશુભને ચાલવા દે છે તે જ કારણથી હું એને સતત સહન કરનાર, ધીરજવાળો છે એમ કહું છું. એનામાં કાંઈ જ અશુભ નથી એ હું જાણું છું; છતાં જો અશુભ છે તો તે તેનો કર્તા છે ને છતાં એનાથી અલિપ્ત છે. અને એ પણ હું જાણું છું કે, જીવનને જોખમે પણ જો હું આ અશુભ સામે આખડતો નહિ રહું તો ઈશ્વરને હું કદી જ જાણી શકવાનો નથી. અને આ મારી શ્રદ્ધા મારા પોતાના નમ્ર અને મર્યાદિત અનુભવથી અભેદ્ય બનેલી છે. જેમ જેમ હું વધારે આત્મશુદ્ધિ સાધું છું, તેમ તેમ મને એનું સાંનિધ્ય વધારે ને વધારે નજીક લાગે છે. આ મારી શ્રદ્ધા હજી તો એક છાયા જેવી છે; પણ જ્યારે તે હિમાલય જેવી અચલ અને એનાં હિમાચ્છાદિત શિખરો જેવી ધવલ અને પ્રકાશવાન થાય, ત્યારે તો ઈશ્વરસાન્નિધ્યનો મારો અનુભવ કેટલો બધો પ્રગલ્ભ બનશે! તે દિવસ આવે ત્યાં સુધી હું પત્રલેખકને ન્યૂમેનની નીચેની અનુભવ-વાણીથી પ્રાર્થનાભિમુખ થવા નોતરું છું:

પ્રેમળ જ્યોતિ તારો દાખવી
મારો જીવનપંથ ઉજાળ. ધ્રુવ૦

દૂર પડ્યો નિજ ધામથી હું ને ઘેરે ઘન અંધાર;
માર્ગ સૂઝે નવ ઘોર રજનીમાં, નિજ શિશુને સંભાળ. મારો૦
ડગમગતો પગ રાખ તું સ્થિર, મુજ દૂર નજર છો ન જાય;
દૂર માર્ગ જોવા લોભ લગીર ન, એક ડગલું બસ થાય. મારો૦

( યંગ ઇંડિયા, તા. ૧૧-૧૦-૧૯૨૮માંથી )